# ૩ કાઠિયાવાડનાં રાજકીય ઈતિહાસમાં કાઠીઓનું સ્થાન અને પ્રદાન

સૌરાષ્ટ્રમાં કાઠી કોમના પ્રવેશ વિશે ઈતિહાસમાં ઘણી બધી અનિશ્ચિતતા પ્રવર્તે છે. પણ તેમ છતાં કાઠીઓનો **સૌ**રાષ્ટ્રનો પ્રવેશ એક મતે એક હજાર વર્ષ પહેલા અને બીજા મતે સાતસો એક વર્ષ પહેલાનો માનવામાં આવે છે. જો કે કદાચ કાઠીઓ સૌરાષ્ટ્રમાં બે કાફલામાં આવ્યા હોવા જોઈએ. કાઠીઓના પ્રથમ કાફલો કચ્છમાંથી ઈ.સ. ૧૦૦૦ આસપાસ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો અને તેણે પોતાનું શાસન કાળા માંજરિયા દ્વારા સ્થાપ્યુ છે. જયારે કાઠીઓનો બીજો કાફલો સૌરાષ્ટ્રમાં ૧૩મી ૧૪મી સદીમાં પ્રવેશ્યો તે પછી કચ્છમાં બહુ જ ઓછા કાઠીઓ રહયા છે. આમ કચ્છમાંથી લગભગ સંપૂર્ણપણે બધા જ કાઠીઓ સૌરાષ્ટ્રમાં પ્રવેશી ગયા અને પોતે કચ્છમાં પણ શાસનકર્તા અને રાજકિય ક્ષેત્રે જોડાયેલા હોવાથી અને પોતાના હૃદયમાં હામ અને શૂરવીરતા તથા મજબૂત  મનના હોવાથી તેણે સૌરાષ્ટ્રમાં પણ પ્રવેશીને રાજકીય ક્ષેત્રે માથુ મારીને સૌરાષ્ટ્રમાં ધીરે ધીરે પોતાની સત્તાનો પગદંડો જમાવવાનો પ્રયત્ન કરવામાં સફળ રહયા હતા. એટલે સ્વાભાવિક છે કે આ સૌરાષ્ટ્રમાં બધાજ રાજકુળો સાથે અને વડોદરાના ગાયકવાડ અને અંગ્રેજો સાથે પણ સંઘર્ષમાં આવવુ પડયુ હોય એ જ રીતે સૌરાષ્ટ્રનાં અન્ય રાજકુળો સાથે તેણે સામાજિક સબંધો પણ વિકસાવ્યા હતા.

કાઠીઓએ સૌરાષ્ટ્રમાં સ્થાન જમાવ્યુ તેમાં નવાઈની બાબત એ છે કે, આ કચ્છમાંથી આવેલાએ સોરઠમાં વચ્ચોવચ્ચ પોતાનું સ્થાન જમાવ્યુ અને એ કાળનાં જોરાવર મરાઠાઓની સામે ટકકર લીધી અને સૌરાષ્ટ્રનો ઘણો બધો વિસ્તાર કબ્જે કરી લીધો. પરંતુ તેના સામાજિક રિવાજની અન્ય શાસનકર્તા પક્ષોની સરખામણીમાં ખામી એ હતી કે  કાઠીઓમાં ટીલે રાજ નહીં પણ ભાઈએ ભાગનો રિવાજ હોવાથી કાઠિયાવાડમાં જૂનાગઢ,જામનગર, ભાવનગરની સરખામણીમાં કોઈ મોટુ કાઠી રાજય બની શકયુ નહીં, પણ તેમ છતાં આઝાદીના કાળ સુધી ઘણા ખરા કાઠીઓ મૂળ ગરાસિયા સ્વરૂપે રહયા હતા.

આ રીતે કાઠીઓ સૌરાષ્ટ્રમાં પોતાનુ આગવુ સ્થાન જરૂર જમાવી શકયા પરંતુ કોઈ મોટા રાજય ન ઉભા કરી શકયા તેમ છતાં તેણે સૌરાષ્ટ્રનાં જેઠવા, ચુડાસમા, ઝાલા, ગોહિલ, જાડેજા, બાબી અને ગાયકવાડની સાથે એક યા બીજી રીતે કોઈને કોઈ ક્ષેત્રે સબંધો બાંધ્યા હતા અને સતત સંઘર્ષો પણ કર્યા હતા. તે બાબતનો ઉલ્લેખ કરીને કાઠિયાવાડના રાજકીય ઈતિહાસમાં કાઠીઓએ શું ભાગ ભજવ્યો તેની વિગતે અહીં ચર્ચા કરવામાં આવી છે. સાથે સાથે જયારે ૨૦મી સદીનાં કાળમાં આઝાદીની ઉષા પ્રગટી અને હિન્દુસ્તાનને સ્વતંત્રતા તરફ ડગ માંડયા ત્યારે આ જ્ઞાતિએ પણ તેમાં કંઈક અંશે પોતાનો ફાળો નોંધાવ્યો હતો તેની પણ અહીં ચર્ચા કરવામાં આવી છે.

## ૩.૧ જેઠવા રાજવીઓ સાથેના સબંધો

સૌરાષ્ટ્રનાં સૌથી જૂના રાજકુળોમાં ચાવડા અને જેઠવાનો સમાવેશ કરી શકાય. સૌરાષ્ટ્રનાં આ જૂના અને પ્રખ્યાત રાજકુળની સાથે પણ કાઠીઓને સારો એવો સબંધ રહયો છે. આ જેઠવા કુળમાંથી કાઠી જ્ઞાતિમાં બે શાખાઓ ઉતરી આવી છે. (૧) વરૂ (૨) વાંક. બારોટોનાં ચોપડા એવો ઉલ્લેખ  કરે છે કે, હલામણ જેઠવાનો દીકરો મેક માલા નામની બાબરિયાની કન્યા સાથે પ્રેમમાં પડયો[૧] તેથી તેણે રાજય છોડવુ પડયુ ત્યારે તે માલાને લઈને માલેક ડુંગર(નાગકા પાસે જી.પોરબંદર ) ઉપર આવતો રહયો. જયાં તેણે પોતાની કુળદેવી  ભૂતભવાનીનું સ્થાનક પણ સ્થાપ્યુ.પછીથી આ મેક અને માલાના સંતાનો વરૂ શાખાનાં બાબરિયા તરીકે ઓળખાયા.

જયારે બીજો એક ઉલ્લેખ  એવો મળે છે કે, ધુમલીના શાસક ગજકરણ જેઠવાના પુત્ર કુમાર મેહ જેઠવાના લગ્ન બાબરિયાની પુત્રી માલબાઈ સાથે થયા હતા [૨] પરંતુ બાબરિયા જાતિબહારથી આવેલો હોય તેની સાથે લગ્ન સબંધ બાધી શકાય નહીં. તેથી આ મેહ જેઠવાએ તે ધાખડાની જાતિ સાથે જ ભળી જવાનું નકકી કર્યુ. પછીથી આ જેઠવા કુમાર અને ધાખડાના લગ્ન સબંધોથી ચાર સંતાનો થયા. (૧) વરૂ (૨) પોપટ (૩) વાંક (૪) રાવત. આ ચાર સંતાનોમાં પોપટએ આહીરોમાં ભળી ગયા જયારે રાવતનાં કોઈ ઉલ્લેખો મળતા નથી, વરૂ અને વાંક કાઠીમાં રહયા છે.



જયારે વાંક માટે બીજો ઉલ્લેખ એવો મળે છે કે, નાગાર્જુન જેઠવા વાળા કાઠીમાં પરણ્યા હતા, તેને પાંચ પુત્રો હતા તેમા વકીયાજીનાં વંશમાં વાંક કાઠી થયા, પોપટનાં વંશમાં પોપટ કાઠી થયા આ બાબતનો એક દુહો પણ પ્રાપ્ત થાય છે.

જેઠવાથી જુજવા વસે બાબરિયાવાડ
કહેવાયા કાઠીયુ કરમી ભડા કમાડ [૩]

આ જેઠવા શાસકોની સાથે કાઠીઓ  લગ્ન સબંધોથી પણ બંધાયા હતા તેના ઉલ્લેખ ો મળે છે, જેમ કે ધુમલીનાં ભાણ જેઠવા ઈ.સ.૧૩૦૭માં ધુમલીની ગાદીએ બેઠા હતા, જેણે થાનગઢનાં મિયાત બાબરિયાની બહેન સુરજદેવી [૪]  સાથે લગ્ન કર્યા હતા. આ બાબરિયાણીનો ભત્રીજો રાખાયત બાબરિયાનું  ધુમલીમાં પોતાના ફુઈબાને ત્યાં એવુ બધુ સ્થાન થઈ પડયુ હતુ અને એવો જોરાવર બનીગયો હતો કે ત્યારે એક કહેવત પ્રચલિત બની ગઈ હતી કે ''બાંધે છોડે બાબરિયો'' [૫]

કાઠીઓ અને જેઠવાને ઘણી બધી જગ્યાએ લગ્નસબંધો બંધાયા હોવાનું જણાય છે, જેમ કે ધુમલીના નાગભાણજીએ પ્રેહ પાટણની કાઠિયાણી સાથે લગ્ન કર્યા  અને તેના ફળ સ્વરૂપે તેમને પોતાનું ધુમલીનુ રાજય પણ છોડવુ પડયુ, ત્યારે તેણે પોતાના મોટા પુત્રને ગાદી સોંપી દીધી અને તેઓ કાઠિયાણી સાથે નીકળી જઈને આલેચના ડુંગરમાં રહેવા માંડયા. આ નાગભાણજીને કાઠિયાણીથી નાગાર્જુન[૬] નામે પુત્ર પણ થયો હતો.

જેઠવાઓ અને કાઠીઓને લગ્ન સબંધ હોવાના અન્ય આધારો આપણને  એ મળે છે કે પોરબંદરમાં આજે પણ દરબારગઢમાં કાઠિયાણીમાંના ઓરડા તરીકેનો વિસ્તાર ઓળખાય છે [૭] અને બરડા ડુંગરમાં એક ઝર કાઠિયાણી ઝરના નામે ઓળખાય છે.

કાઠીઓ અને જેઠવાઓને માત્ર લગ્ન સબંધો હતા એવુ નથી પરંતુ કાઠીઓ જેઠવાના લશ્કરમાં પણ સામેલ હતા અને ધુમલીની જે વિખ્યાત લડાઈ ઈ.સ. ૧૨૬૨માં થઈ [૮]તેમાં કાઠીઓ પણ મરાયા છે.  ધુમલીમાં રામપોળના દરવાજાની બહાર આજે ૩૯ જેટલા પાળિયાઓ ઉભા છે તેમાં એક પાળિયો ધાધલનો[૯] છે અને તેના ઉપર બે  ચાર લીટીમાં લેખ પણ કોતરાયેલા છે. પરંતુ આજે હવે ધાધલ અને સાલ,સંવત સિવાય તેમાંથી બીજુ કશુ જાણવા મળતુ નથી.

આ બન્નો વચ્ચે આવા  લગ્ન સબંધો બંધાયા તેથી એકબીજા જોરાવર પણ બન્યા અને એકબીજાને  થોડુ નુકસાન થયુ પણ જણાય છે. કારણ કે આવા લગ્ન સબંધોથી રાજયમાં ફાટફુટનું  પ્રમાણ વધ્યુ હતુ અને એકબીજા એકબીજાની ઉપર દોષારોપણ કરતા અને દગા ફટકા પણ થતા રહેતા હતા.

જયારે આ બંન્નેના લગ્ન સબંધોથી જે વરૂ અને વાંક અસ્તિત્ત્વમાં આવ્યા તેમણે કે પછી તેમના વડવાઓએ આગળ ઉપર શું કાંઈ રાજય વિસ્તાર મેળવ્યો હતો કે કેમ ? તેની બાબતો બહુ પ્રકાશમાં આવી નથી અને જો કદાચ કયાંય બારોટોનાં ચોપડામાં આ વાતો આલેખાય હોય તો હજુ કયાંય  કોઈ બહાર આવી શકયુ નથી કે એ કાળનાં  ચોપડાઓ જ મળતા નથી. વળી એ પણ ખરૂ કે બારોટોનાં ચોપડાઓએ વધુ પ્રમાણભૂત વિગતો છેલ્લા ૪૦૦ વર્ષથી જ આપે છે. એ દષ્ટિએ બારોટોના ચોપડાઓ ઉપર પણ જાજી આશા રાખવા જેવુ નથી.

૧૩મી સદી પછી કાઠીઓ અને જેઠવાઓ વચ્ચે શું સબંધો રહયા છે તેની વિગતો પછી છેક ૨૦મી સદીથી જ જાણવા મળે છે. આ વચ્ચેના સમયગાળા દરમ્યાન કાઠીઓ અને જેઠવાઓ વચ્ચે રાજકીય કે સામાજિક વ્યવહારો થયા હોય તે જાણી શકાતુ નથી.

જેઠવાઓમાંથી કાઠી જ્ઞાતિમાં બે અટકો ઉતરી આવી તેણે પોતાના પૂર્વજોની જોરાવરીને ધ્યાનમાં રાખીને સૌરાષ્ટ્રનો થોડોક વિસ્તાર કબ્જે કરવાનો પ્રયત્ન કર્યો અને એ જેઠવાઓમાંથી ઉતરી આવેલા વરૂએ નાગેશ્રી , જાફરાબાદ આસપાસનો વિસ્તાર કબ્જે કર્યો પરંતુ આખરે તેણે જૂનાગઢનાં નવાબને તાબે થઈ રહેવુ પડયુ. બાબરિયાઓની સ્વંતત્રતાનો અંત જૂનાગઢ રાજયે ઈ.સ. ૧૭૯૨માં આણ્યો ત્યારબાદ બાબરિયાઓ છુટાછવાયા હતા અને ઈ.સ. ૧૮૬૪માં બાબરિયાવાડ પ્રાંત જૂનાગઢ રાજયમાં ભેળવી દેવાયો.

પરંતુ તેમ છતાં મૂળ ગરાસિયા સ્વરૂપે બાબરિયાવાડની હકુમત આઝાદી સુધી ભોગવતા રહયા હતા. અને ભારત પાકિસ્તાનનાં ભાગલા સમયે જૂનાગઢને  પાકિસ્તાનમાં નવાબ મહાબતખાનજી ત્રીજાએ ભેળવ્યુ ત્યારે આ જેઠવાઓના

વંશજ દેવાયતભાઈ અને સુરગભાઈ વરૂએ સમગ્ર બાબરિયાવાડનાં રાતોરાત મૂળ ગરાસિયાઓની સહી કરાવીને[૧૦] પોતાના બાબરિયાવાડને ભારતમાં ભેળવવાનું સમર્થન આપ્યુ.

આ જેઠવાઓમાંથી ઉતરી આવેલ કાઠી જ્ઞાતિની બીજી અવરતિયા શાખા વાંક છે, તેણે જૂનાગઢ જીલ્લાનાં ખારચિયા ગામે પોતાની ચોવીસી મેળવી હતી.

પોરબંદર રાજ્યને કાઠીઓ સાથે છેલ્લે સુધી સારા એવા સબંધો જળવાયા રહયા હતા. પોરબંદર રાજયમાં બે કાઠીઓ ઉંચા હોદ્દા ઉપર પણ આવ્યા હતા. જેમા પ્રથમ હડાળા દ.શ્રી વાજસુરવાળા વાલેરાવાળા ઇ.સ. ૧૯૦૯-૧૦થી ૧૯૧૨-૧૩[૧૧] સુધી એ સમયગાળા દરમ્યાન પોરબંદર રાજયનાં વહીવટદાર તરીકે રહયા હતા અને તેમણે મહારાણા નટવરસિંહજીના બાલ્યકાળ દરમ્યાન પોરબંદરનું રાજય ચલાવ્યુ હતુ.

ત્યારબાદ પોરબંદર રાજયનાં બીજા કાઠી દીવાન તરીકે બગસરાના દ.શ્રી વીરાવાળા મૂળુવાળાએ તા. ૨૮-૬-૧૯૨૦નાં રોજ હોદો સંભાળ્યો હતો અને જયારે મહારાણા નટવરસિંહજી જયારે યુરોપના પ્રવાસે ગયા ત્યારે એ સમયગાળા દરમ્યાન વીરાવાળાએ પોતાના હાથમાં રાજયની લગામ રાખી હતી, ત્યારે વળી ભારતમાં અશાંતિનો કાળ પ્રવર્તતો હતો. ગાંધીજીએ અસહકારની ચળવળ શરૂ કરી હતી ત્યારે શું બનશે એ નકકી ન હતુ. આવા સમયે વીરાવાળાની દીર્ઘદષ્ટિને હિસાબે પોરબંદર રાજયમાં અન્ય રાજય જેવો રાજય અને પ્રજા વચ્ચે કોઇ સંઘર્ષ કે અનિચ્છનીય બનાવ બન્યા ન હતા. આથી મહારાણાએ યુરોપનાં પ્રવાસેથી આવીને વીરાવાળાને રૂા. પાંચ હજારનું ઇનામ આપ્યુ હતુ.[૧૨]

મહારાણા નટવરસિંહજી અને વીરાવાળાને એ પછી સારા એવા સબંધો જળવાઇ રહયા હતા અને જયારે વીરાવાળાએ બગસરા (જી. અમરેલી)ની પાસે એક નવુ ગામ વસાવ્યુ તેનું નામ નટવરસિંહજી ઉપરથી નટવરનગર રાખ્યુ અને ઇ.સ.૧૯૨૪માં ત્યાં મહેલ બાંધ્યો તેનુ નામ પણ નટવર પેલેસ રાખ્યુ હતુ.

કાઠી રજવાડા સાથે અન્ય ગરાસિયા રાજપૂતોને પણ ખૂબ જ ગાઢ અને સારો એવો સબંધ રહયો હતો. ઇ.સ. ૧૯૪૮માં બગસરા દ.શ્રી. ભાયાવાળા સાહેબે તેમના નાના ભાઇના પુત્ર મહેરામવાળાને દત્તક લીધા એ પ્રસંગે પણ પોરબંદર મહારાણા નટવરસિંહજી ખાસ વિશિષ્ટ મહેમાન તરીકે ઉપસ્થિત રહયા હતા.[૧૩]

કાઠીઓ અને જેઠવાઓ વચ્ચે અંદાજે એકાદ હજાર વર્ષથી આ રીતેના સબંધો બંધાયેલા જોવા મળે છે. આ સબંધો બાબરિયાથી શરૂઆત પામ્યા છે પછી તો જેઠવામાંથી બે અટકો પણ ઉતરી આવી છે. આ સિવાય પણ તે બન્નેની વચ્ચે રાજકીય અને સાંસ્કૃતિક સબંધો જળવાઇ રહયા હોવા જોઇએ. પરંતુ પુરતા પ્રમાણભૂત આધારો કે દસ્તાવેજો આપણને પ્રાપ્ત થતા નથી તેથી આ બન્ને વચ્ચેના સબંધો ની સૌરાષ્ટ્ર પર કે સૌરાષ્ટ્રનાં રાજકીય ઇતિહાસ પર શું અસર પડી કે કેવા કેવા તેના હિસાબે પરિવર્તનો થયા તે આપણે ચોકકસ કહી શકવાને માટે શકિતમાન બન્યા નથી.

## ૩.૨ ચુડાસમા રાજવીઓ સાથેનો સબંધો

ચુડાસમા રાજકુળએ પણ સૌરાષ્ટ્રનું જૂનુ રાજકુળ ગણાય છે અને ઇ.સ. ૮૭૫માં ચુડાચંદ્રએ આ રાજવંશની સ્થાપના કરી હતી.[૧૪] જે ચુડાચંદ્રએ વામનસ્થલીનાં (વંથલી)વાળા રામનો ભાણેજ હતો અને વાળા રામનાં અવસાન બાદ ચુડાચંદ્ર વંથલીની ગાદીએ બેઠો હતો. વાળા રામ એ ચુડાચંદ્રનો મામો થતો હતો પણ તે ગાદીનો હકદાર કેવી રીતે બન્યો તેના વિશે બે ત્રણ બાબતો જાણવા મળે છે. એક મત એવો છે કે વાળા રામને મારીને ચુડાચંદ્ર ગાદીએ બેસી ગયો, બીજો મત એમ કહે છે કે વાળા રામને કોઇ પુત્ર હતો નહીં તેથી તેની ગાદી આ ભાણેજને મળી હતી. ત્રીજો મત એવો છે કે, વાળા રામને પુત્ર હતો પરંતુ તે કુસંગે ચડેલ હોવાથી તેને દેશવટો મળ્યો હતો,[૧૫]આથી ચુડાચંદ્ર ગાદીએ આવ્યો.

આ વાળા રામનો ઇતિહાસ દંતકથામાંથી જ પ્રાપ્ત થાય છે જો કે તે શીલાદિત્યનો વંશજ જરૂર હતો. પરંતુ ત્યારે હજુ આ વાળાઓ કાઠી તરીકે પ્રચલિત થયા ન હતા, તેમ છતાં વાળાઓ અને ચુડાસમાઓની વચ્ચે લગ્નસબંધો રહયા હતા તે ચોકકસ છે.

આ ચુડાસમા રાજવંશનાં સ્થાપક ચુડાચંદ્ર કે ચંદ્રચુડની રાણી કાઠીવંશની સૂર્યપૂજક સ્ત્રી હતી. આ ચંદ્રચુડનુ મૂળ વતન



સિંધનાં નગરઠઠામાં હતુ તેથી કદાચ આ કાઠીરાણી કચ્છનાં કોઇ રાજવંશની પુત્રી હોવાની સંભાવના છે, વળી ત્યારે કાઠીઓ કચ્છમાં સત્તાધારી અને શકિતશાળી હતા તેથી આ લગ્નસબંધ બંધાયો હશે.

ચંદ્રચુડને હમીર નામે એક પુત્ર હતો. પરંતુ તે ચંદ્રચુડની હયાતીમાં મૃત્યુ પામ્યો હતો, ત્યારે ચંદ્રચુડના અવસાન પછી હમીરનો પુત્ર અને ચંદ્રચુડનો પૌત્ર મૂળરાજ વંથલીની ગાદીએ બેઠો. આ ચંદ્રચુડને કદાચ એક જ રાણી હોય તે હમીર કાઠીઓનો ભાણેજ હોવો જોઇએ.

ઇ.સ. ૯૪૦માં વંથલીની ગાદીએ રા' ગ્રહરીપુ આવ્યો તેને ચાર કુંવરો હતા, જેમાં રા' કવાટ પહેલો તેનો સૌથી મોટો પુત્ર હતો અને તે તળાજાનાં વાળા વંશનો ભાણેજ હતો અને તળાજાનાં ઉગાવાળા તેના મામા થતા હતા ત્યારે રા'કવાટ પહેલાએ પોતાના મામા ઉગાવાળાને પોતાના લશ્કરનાં સેનાપતિ બનાવ્યા ત્યારે ઉગાવાળાએ આબુરાજ કૃષ્ણરાજને દશવાર હરાવીને ઘાસનું તરણુ મોમા લેવરાવી માફી મંગાવી. આથી સોરઠ પંથક અને રા'નાં દરબારમાં ઉગાવાળાની ખૂબ જ વાહવાહ થવા લાગી આથી માનવ સ્વભાવ મુજબ ઉગાવાળા દરબારીઓમાં ઇર્ષાનું પાત્ર બની ગયા ત્યારે દરબારીઓએ મામા ભાણેજ વચ્ચે ખટપટ ઉભી કરાવી ત્યારે રા'કવાટે તેને સેનાપતિ પદેથી દૂર કર્યા આથી તે પાછા તળાજા જતા રહયા.

પરંતુ જયારે રા'કવાટ પહેલાને શિયાળ બેટનાં અનંતસેને દગાથી કેદ કર્યો હતો ત્યારે મામાએ ભાણેજનાં આ આપતિકાળે પાછલી વાત ભૂલી જઇને તેને છોડાવ્યો. તે પછી રા'કવાટને મામાનું ખોટુ લાગતા તેણે તળાજા ઉપર ચડાઇ કરી પોતાને જીવતદાન અપાવનાર મામા ઉગાવાળાને મારી નાખ્યા. જે ઉગાવાળાનો પાળિયો આજે પણ ચિત્રાસર ગામે છે.[૧૬]

આ રીતે ચુડાસમા અને કાઠીઓ વચ્ચે લગ્ન સબંધોનો પણ વ્યવહાર હતો, તો બીજી બાજુ ચુડાસમા અને કાઠીઓને સામસામી ભયંકર દુશ્મનાવટ ઉભી થઇ હતી. રા'નવઘણ (ઇ.સ. ૧૦૨૫થી ૧૦૪૪) પહેલાના લશ્કરમાં પણ કાઠીઓ હતા અને તે લશ્કર જાસલને છોડાવવા સિંધમાં પણ ગયુ હતુ.

૧૩મી સદીમાં ઢાંકમાં કાઠીઓનુ સારુ એવુ જોર હતુ ત્યારે જૂનાગઢનાં રા'મહીપાલ ત્રીજાના લશ્કરમાં પણ ઘણા કાઠીઓ સામેલ હતા. તેણે બળવો કર્યો હતો. એ બળવા વખતે જૂનાગઢનાં રા'મહીપાલનાં મિત્ર ઢાંકનાં અર્જુનસિંહ વાળા હતા, આથી અર્જુનસિંહએ કાઠીઓ વિરૂધ્ધ રા'મહીપાલને મદદ કરી ત્યારે કાઠીઓ હારી ગયા પરંતુ ત્યારે કાઠીઓ વેરવિખેર થઇ ગયા જયારે રા'મહીપાલ ત્રીજો પાછો ફરતો હતો ત્યારે તેને કાઠીઓના સરદાર એભલ પટગીરે ઇ.સ. ૧૨૫૩માં મારી નાખ્યો.

આ રીતે વંથલીના એક રાજવીનો કાઠીઓએ ભોગ લીધો, ત્યારબાદ રા' મહીપાલનો પુત્ર રા'ખેંગાર ત્રીજો ગાદીએ આવ્યો ત્યારે પણ કાઠીઓ હજુ સોરઠની પ્રજાને હેરાન પરેશાન કરી રહયા હતા. આથી રા'ખેંગાર ત્રીજાએ પિતાના મિત્ર અર્જુનસિંહની મદદથી કાઠીઓ ઉપર જોરદાર હુમલો કર્યો ત્યારે કાઠીઓ પોતાની યુદ્ધ નીતિ મુજબ ભાગી ગયા અને ઓસમનાં ડુંગરમાં ભરાઇ ગયા ત્યારે ઢાંક અને જૂનાગઢની ફોજે એ ડુંગરને ઘેરી લીધો, આથી કાઠીઓની પાસે સમાધાન સિવાય કોઇ રસ્તો રહયો નહીં. ત્યારે કાઠીઓ અને રા'વચ્ચે સમાધાન થયુ અને રાહે સોરઠની જનતાની શાંતિ માટે કાઠીઓને ઢાંકની આસપાસ જમીન જાગીરો આપી.

રા'ખેંગાર બીજાને ત્રણ વાળા રાણી અને બે બાબરિયાણી અને એક કચ્છની કાઠિયાણી રાણી હતી તે રા'ખેંગારની સાથે સતી થઇ હતી.

વાઘેલી જેહુઇ કાછવાડી કાઠિયાણી,
સોલંકણી પરમાર મરે ગોહેલી મકવાણી,
બાબરિયાણી બેહ, ચિઆરે ચાહુડી ચવિજે,
કાઇ અભિ કિસુરિ, ત્રણિ રાઠોડિ તવિજે,
ખેંગાર મરાણે પતિવ્રત ખરી, ચાલે અગ્નિ ઝાળા ચડી,
બાવીસ રાજકુંઅરિ સોત, કીધું જમહર દેવડી.

સૌરાષ્ટ્ર યુનિ.નાં ગુજરાતી ભાષાશાસ્ત્ર ભવનનાં હસ્તપ્રત ભંડારમાં સંગ્રહાયેલુ આ કવિત કહે છે કે રા'ખેંગાર બીજાની સાથે કુલ બાવીસ રાણીઓ સતી થઈ છે, તેમાં બે બાબરિયાણી અને ત્રણ વાળાની અને એક કાઠિયાણી પણ રાણકદેવીની સાથે સતી થઈ છે. પરંતુ એ પ્રશ્ન ઉભો થાય કે શું સિધ્ધરાજ રાણકદેવીની સાથે આ બધી રાણીઓને પણ ભેગો લઈ ગયો છે કે પછી આ બધી જૂનાગઢમાં સતી થઈ છે.

રા'નવઘણ પહેલાના મોટા પુત્ર રાયઘણજી [17] ઉર્ફે ભીમજીને ભડલીનો ગરાસ મળ્યો હતો, એ ભીમજીને બે કુંવરો હતા (૧) સુરસંગજી જે ભડલીની ગાદીએ બેઠા હતા તેમણે ચુડાસમા શાખ ચાલુ રાખી હતી જયારે બીજા કુંવર સતરસાલજી જેને સરવાગામનો ગરાસ મળ્યો હતો અને તેણે ચુડાસમા માંથી સરવાગામ ઉપરથી સરવૈયા અટક રાખી હતી.

ભડલીના સુરસંગજીની ૧૪મી પેઢીએ રાયસલજી (ઈ.સ. ૧૫૭૨થી ૧૫૯૫) ભડલીની ગાદીએ હતા પરંતુ તેમા એક વખત કરણજીનાં (રોજકા) રાધામેર (કોળી) સાથે ઝઘડા વખતે આ ભડલીના રાયસાલજી ધંધુકા ઉપર ચડાઈ લઈને ગયા અને ધંધુકા ઈ.સ. ૧૫૭૨માં મહાવદી ૧૩ને બુધવારે જીતી લીધુ પણ જયારે રાયસલજી ધંધુકા ગયા ત્યારે ભડલીનાં રક્ષાણ માટે થોડીક ફોજ રાખી હતી. [18] તે તકનો લાભ ખાચર કાઠીઓએ લઈને તેણે ભડલી ઉપર ચડાઈ કરી ભડલી જીતી લીધુ.

ચુડાસમાઓ પાસેથી ખાચરોએ ભડલી મેળવ્યુ તે બાબતનો બીજો ઈતિહાસ એવો મળે છે કે ભડલીમાં રા'કાન નામે એક સરવૈયો મુખી શાસન કરી રહયો હતો અને ભડલી તે સમયે ખૂબ જ સમૃધ્ધ હોવાથી દેશાખાચરના પ્રપૌત્રો ભોજખાચર અને હાથીખાચરને ભડલી જીતી લેવાનો વિચાર આવ્યો.[19]પણ તે તેનાથી જીતી શકાય તેમ ન હતુ આથી તેમણે કાઠી કળા કરી પોતાના એક કામદારને ભડલીમાં નોકરીમાં રાખ્યો અને કામદાર દ્વારા તેણે રા'કાન અને કારડિયાઓ વચ્ચે એવી ખાઈ ઉભી કરી દીધી કે જે ભડલીમાં ૩૦૦ કારડિયા રજપૂતોનાં ઘર હતા તે કારડિયાઓએ ભડલી છોડયુ. આથી હાથીખાચરે આવા સમયે ઈ.સ. ૧૬૮૪માં ચડાઈ કરી જીતી લીધુ. આ ભડલી ખાચરોએ જીતી લીધુ એ બાબતનાં કવિતો પણ મળે છે જેમ કે

સવંત સતર ચાલીસ મે કારતક માસ કહાય
કાનરાયને કાઢયો રાજા હાથીરાય
ઘેલાણંદ રોજી લણો ગઢાચ ભડલી ગામ
સો માનવ સભાગિયા રાજા હાથી રામ
એક ભડલી આવાર હિંદુ વાંકો હાથીયો
અસુરે વરણ અઢાર વટલાઈ તુ વેલાઉત
ભોજે બંધ ભારા તણા કાટયા કરમાળે
પુલા પથડે વેરણીયા વેલવા ઉતરે.[20]

આમ એક ઉલ્લેખ ખાચરોએ ભડલીને ઈ.સ. ૧૫૭૨માં મેળવ્યાનો છે પરંતુ ભડલી ખરેખર ઈ.સ. ૧૬૮૪માં હાથી ખાચર અને ભોજ ખાચરે મેળવ્યુ હોવુ જોઈએ. કારણ કે તેના સમર્થનમાં આ કવિત મળે છે તેમાં પણ સાલ સંવત આપેલા છે. નાગપાળનાં પુત્ર મોકા ખાચરે ચુડાસમાઓ પાસેથી ખસ(તા. બોટાદ) જીત્યુ હતુ. [21] અને તેને પોતાની રાજધાની બનાવી હતી. આ મોકાખાચર ઉપરથી ખાચરોમાં મોકાણી શાખ પડી છે.

એક રાયસિંહ ચુડાસમા હતા કે જેણે કાઠીઓ સાથે ઘણી લડાઈઓ કરી હતી જેના રવા મોડે કવિતો બનાવ્યા છે જેમ કે,

ચુડો આજ રાઈતના સોહ ચાડે,
વયે કાઠી આ સેન વંશ વિભાડે,
ચખ વિંધાણા કાઠીઆ મોટ ચુડો,
નલે બાંધે એ નેત્ર માંઝી નકોડો.[22]

પરંતુ આ કવિતમાં રાયસિંહ ચુડાસમા કોણ હતા કે તેણે કયા ગામનાં કાઠીઓ સાથે લડાઈ કરી હતી તે જાણવા મળતુ નથી. ચુડાસમા મઘાભાઈ અને રૂપસંઘ ઉર્ફે દાઝીભી ચુડાસમા જેવો પણ કાઠીઓ સામે ખૂબ લડયા હતા. તેના ચારણી



સાહિત્યનાં ગીતોમાં ઉલ્લેખ મળે છે.

આ રીતે ઈતિહાસમાંથી કાઠીઓ અને ચુડાસમાઓ વચ્ચેના સબંધો જાણવા મળે છે. આ બન્નેની વચ્ચે લગ્ન સબંધો હતા અને કાઠીઓ આ ચુડાસમાઓની ફોજમાં પણ સામેલ હતા અને રાહની સાથે વાંધો પડતા એક રાહને કાઠીએ લડાઈમાં મારી પણ નાખ્યા ત્યાર પછીના કાળમાં ભડલી અને ખસ ચુડાસમાઓ પાસેથી કાઠીઓએ મેળવ્યા પણ ખરા. ટૂંકમાં કાઠીઓ અને ચુડાસમાઓ વચ્ચે અન્ય રાજપૂતોમાં હોય તેવા લેતીદેતીનાં અને ગામ ગરાસ પડાવી લેવાના બનાવો બનતા રહયા છે.

## ૩.૩ ઝાલા રાજવીઓ સાથેના સબંધો

સૌરાષ્ટ્રમાં ઝાલાઓ ઈ.સ. ૧૦૯૦માં પ્રવેશ્યા છે અને હરપાળ મકવાણાએ ઝાલા રાજવંશની સ્થાપના કરી હતી. અમુક વિદ્ધવાનો વિવિધ અટકળો કરીને હરપાળ મકવાણાએ ભીમદેવ બીજાના રાજયકાળ દરમ્યાન ઈ.સ. ૧૧૯૫માં ઝાલા રાજવંશની સ્થાપના કરી હોવાનું જાણાવે છે. પરંતુ અમુક વિદ્ધવાનો એ અટકળોને કોઈ ઐતિહાસિક પ્રમાણભૂત સાધનોનો આધાર મળતો નથી, એમ તેમના સંશોધનને અંતે એવો મત તારવ્યો છે કે જયાં સુધી વિશ્વસનીય ઐતિહાસિક પુરાવો ન મળે ત્યાં સુધી હરપાળે ઈ.સ. ૧૦૯૦માં ઝાલા રાજયની સ્થાપના કર્યાની અનુશ્રુતિને ને સ્વીકારવી જોઈએ.[23]આ રીતે ઝાલાઓ સૌરાષ્ટ્રમાં કાઠીઓનાં પ્રથમ કાફલાના આગમનની સાથે સાથે પ્રવેશ્યા જાણાય છે અને ત્યારથી જ તેઓ અને કાઠીઓ વચ્ચે જુદા જુદા પ્રકારનાં રાજકીય અને સામાજિક સબંધો રહયા છે. ઝાલાઓમાંથી કાઠીઓમાં એક આખી અટક ઉતરી આવી છે તે છે ખવડ.

ઝાલા રાજવંશનાં સૌરાષ્ટ્રનાં સ્થાપક હરપાળ દેવજીનાં એક બીજા રાણી થરપારકરનાં સોઢાકુંવરીનાં પેટે ખવડજી નામે પુત્ર થયો હતો.[24]તે ખવડજી કાઠીમાં પરણતા તેના વંશજો પછી બાપના નામે ખવડ શાખે કાઠી તરીકે જ ઓળખાયા.[25]હરપાળ દેવજી ઈ.સ. ૧૧૩૦માં મૃત્યુ પામ્યા છે તેથી તેનો અર્થ એ પણ કરી શકાય કે સૌરાષ્ટ્રમાં ૧૨મી સદીમાં કાઠીઓ હોવા જોઈએ અને તો જ તેનો પુત્ર કાઠીમાં પરણ્યો હોય.

આ રીતે ઝાલાની એક શાખા કાઠીમાં ભળી અને તે 'ખવડ' નામે ઓળખાયા તેણે આગળ જતા સાયલા, સુદામડા, ધાંધલપુર અને સેજકપુર વગેરે ગામના ગરાસ મેળવ્યા અને છેક ઈ.સ.૧૯૪૭ સુધી તે ગરાસદારો તરીકે રહયા હતા.

### ૧ વાંકાનેર રાજય :

વાંકાનેરનાં ઝાલા રાજવંશની સ્થાપના સરતાનજીએ કરીહતી. વાંકાનેર રાજયને પંચાળના કાઠીઓ સાથે ખૂબ જ સંઘર્ષભર્યા સબંધો રહયા હતા અને એ જ રીતે આણંદપુર (ભાડલા) સાથે સારા સબંધો છેક ૧૯૪૭ સુધી જળવાઈ રહયા હતા.

વાંકાનેર રાજયનાં સ્થાપક સરતાનજીએ હળવદના રાજ સાહેબ મહારાણા ચંદ્રસિંહજી (ઈ.સ. ૧૫૮૪થી ૧૬૨૮)ના પુત્ર પૃથ્વીરાજજીનાં પુત્ર હતા. [26] જયારે સરતાનજીનાં પિતાનુ અવસાન થયુ ત્યારે આ બાળ સરતાનજીને લઈ તેમની માતા તેમના દિયર જે થાન લખતર રાજયનાં સ્થાપક હતા , તે અભેસિંહજીનાં આશ્રયે આવ્યા પરંતુ ત્યારે હળવદના રાજસાહેબે આ સરતાનજી, રાજાજી, બલુજી અને ઉદયભાણજી એ ચારેય કુમારો ભવિષ્યમાં હળવદ રાજયને નુકસાન કરશે એવી શંકાથી મોટી ફોજ થાનગઢ ઉપર ચડાઈ કરવા મોકલી, ત્યારે અભયસિંહજીએ ગભરાઈને પોતાના આ ભાભીને બીજે ઠેકાણે જતા રહેવાનું કહેવુ પડયુ [27] ત્યારે એ રાણીએ એવા વચનો સાંભળીને ખૂબજ મુંજાય ગયા પરંતુ ત્યાં તેને યાદ આવ્યુ કે તેણે કેટલાક સમય અગાઉ ચોટીલા આણંદપુરનાં મૂળુજી ખાચરને રાખડી બાંધી ભાઈ બનાવ્યા હતા ત્યાં એક માણસ મોકલી પોતાની દુઃખમય દશાના સમાચાર મોકલાવ્યા. ત્યારે તુરત જ પળવારનો વિચાર કર્યા વિના મૂળુજી ખાચરે પોતાના પુત્ર લખા મૂળુ ખાચરને ૧૨૦૦ ઘોડેસવાર[28] સાથે થાનગઢ મોકલી એ કુમાર સરતાનજી અને રાણી બન્ને તેમના મામાને ત્યાં જાંબુડા પહોચાડી દીધા.[29]

આ રીતે રાણી સાહેબા અને વાંકાનેર રાજયનાં સ્થાપકને કાઠીઓએ હળવદના રાજસાહેબની ફોજથી બચાવીને જાંબુડા પહોચાડી દીધા પછી સરતાનજીએ મોટા થઈ હળવદ સામે બહારવટુ ખેડયુ. [30]અને નવા નગરના જામ લાખાજીની મદદ મળતા ગઢીયાના ડુંગરોમાં રહેતા મૈયાઓ અને બાબરિયાઓને હાંકી કાઢી વાંકાનેર રાજયની સ્થાપના કરી હતી. [31] આ રીતે

વાંકાનેર રાજ્ય ઉભુ કરવામાં કાઠીઓનો મહત્ત્વનો પરોક્ષ ફાળો રહયો છે.

વાંકાનેરનાં ઝાલા વંશનાં સાતમા શાસક ભારોજી (ઈ.સ. ૧૭૪૯થી ૧૭૮૪) હતા. તેમના સમયમાં વાંકાનેર અસલામત બની ગયુ હતુ અને ત્યારે કોઠી કુંદણીનાં કાઠીઓ વાંકાનેર પંથકને ધમરોળી રહયા હતા આથી ભારોજીએ જૂનાગઢની સહાય માંગી દીવાન અમરજી તેઓની મદદે આવ્યા ત્યારે ભારાજી અને જૂનાગઢનાં લશ્કરે મળીને કાઠીઓને પાછા હરાવ્યા હતા. કાઠીઓ અને ભારાજીની વચ્ચે ભયંકર દુશ્મનાવટ હતી.

વાંકાનેર રાજ્યનાં ૯માં શાસક તરીકે ચંદ્રસિંહ બીજા ઉર્ફે ડોસાજી (ઈ.સ.૧૭૮૭થી ૧૮૦૯) ગાદીએ બેઠા, તેઓને પગે જરાક ખોટ હતી, પરંતુ દુશ્મનોનાં હાજા ગગડાવી નાંખે તેવા શૂરવીર હતા.

સુદામડાનાં નાજા ધાધલે બે વખત વાંકાનેર ધમરોળ્યુ હતું. આથી ડોસાજીએ તેનુ સુદામડા ગામ લુંટ્યુ હતુ. આ ચંદ્રસિંહને ભીમોરાના તાલુકદાર નાજા ખાચર સાથે વાંધો પડતા તેમણે ભીમોરા ઉપર ચડાઈ કરી હતી. ભીમોરા ઉપર ચડાઈ કરવાનું કારણ એ હતુ કે ભીમોરાના નાજા ખાચર એક વખત વાંકાનેર ધમરોળવા આવ્યા હતા, નાજા ખાચરની પાસે ખૂબ જ જાજા માણસ હતા અને કાઠિયાવાડમાં તે પંકાયા હતા પરંતુ વાંકાનેર ધમરોળવા તે આવ્યા તેનુ વેર વાળવા માટે ચંદ્રસિંહજીએ ભીમોરા ઉપર ચડાઈ કરી અને ભીમોરાનાં ગઢને ઘેરી લીધો અને જબરી લડાઈ થઈ. આખરે નાજા ખાચરને એમ થયુ કે હવે આને જીતી શકાશે નહીં ત્યારે તે ભાગીને રેશમિયા (તા.ચોટીલા)ના ચારણોના આશ્રયે ગયા. આ બાજુ ડોસાજીએ ભીમોરાને ભાંગ્યુ અને વિજયના પ્રતિક તરીકે ભીમોરાનાં કિલ્લાના કમાડ વાંકાનેર લઈ ગયા.[૩૨] જે વાંકાનેરનાં દરબારગઢની ડેલીએ ચડાવ્યા હતા.

નાજા ખાચરની પાછળ ડોસાજી પણ રેશમિયા ગયા પણ ચારણોએ નાજા ખાચરને સોંપવાની ના પાડી દીધી ત્યારે નાજા ખાચરે ચારણોને મુશ્કેલીમાં ન મૂકવા જામનગરનાં મેરૂ ખવાસનાં આશ્રયે જતા રહયા અને મેરૂ ખવાસને પોતાનો આ વાંકાનેર રાજ્ય સાથેનો ઝઘડો પતાવવા વિનંતી કરી.

મધ્યકાળમાં કાઠિયાવાડનાં દરેક રાજવીઓ એક બીજાના રાજ્યમાં આવી લુંટફાટો કરતા જ રહેતા હતા જેવી રીતે નાજા ખાચરે વાંકાનેર લુંટ્યુ તેવી રીતે વાંકાનેરના ડોસાજીએ ઈ.સ. ૧૮૧૨માં અમદાવાદ તરફનાં પ્રદેશમાં લુંટ ચલાવી હતી અને ઘણો બધો માલ લઈ આવ્યા હતા અને તેમા પછી ગાયકવાડ સરકારનાં માણસોને નુકશાન થયુ હતુ, તેથી તેના બદલામાં ડોસાજીને પોતાનુ મેસરિયા ગામ આપી દેવુ પડયુ હતુ.[૩૩]

ડોસાજીને ઘણા કાઠીઓસાથે વેર હતુ પરંતુ તેમાં આણંદપુર (ભાડલા)ના ખાચર રવાજી[૩૪] કે રવુભાઈને ગોંડલ ઠાકોર સાહેબ કાનોજીએ [૩૫] કેદ કર્યા હતા. તેમને ડોસાજીએ પોતાની વગ વાપરી કેદમાંથી છોડાવ્યા હતા. આમ છ પેઢી પહેલા જે આણંદપુરના ખાચર દરબારોએ પોતાના મૂળ પુરૂષને મદદ કરી હતી, તે ઉપકારનો બદલો વાળી આણંદપુરનાં ખાચરોનાં હિતેચ્છુ બન્યા હતા.

આણંદપુરનાં તાલુકદાર હાથીયાભાઈ દેશાભાઈ ખાચરને ગાદીએ બેસતી વખતે રૂા. ૧૮૮૨૫નો ખર્ચ થઈ ગયો હતો, ત્યારે તેના તાલુકાની વાર્ષિક આવક રૂા. ૭૦૦૦ હતી આથી તેમણે વાંકાનેરના રાજસાહેબ અમરસિંહજી પાસેથી રૂા. ૪૦૦૦૦ની વાર્ષિક ૫ ટકાના દરે લોન લીધી હતી, આ લોન ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયાએ જ મંજુર કરી હતી અને જેને વાર્ષિક રૂા.૪૦૦૦નાહપ્તાથીભરવાની હતી.[૩૬]

વાંકાનેર રાજ્ય અને કાઠીઓને અન્ય સામાજિક સબંધો પણ રહયા હતા અને એકબીજાના પ્રસંગે હાજરી પણ આપતા હતા. ઈ.સ. ૧૮૯૯માં મહારાણા રાજ અમરસિંહજી ગાદીએ બેઠા ત્યારે વડીયા દ.શ્રી. બાવાવાળા રાજ્યાભિષેક સમારોહમાં હાજર રહયા હતા અને તેઓના ખાસ મિત્ર પણ હતા.[૩૭]

કાઠીઓ અને વાંકાનેર રાજ્યનાં જૂના અનેક સબંધ દાવે જ ઈ.સ. ૧૯૪૩માં નાના તાલુકદારોની જાગીરો મોટા રાજ્યમાં ભેળવી દેવાની એક યોજના કરવામાં આવી હતી ત્યારે વાંકાનેરે ચોટીલાનાં ખાચર તાલુકદારોનો ગરાસ પોતાના રાજ્યમાં ભેળવી દેવાની માંગણી કરીહતી પણ પછી એ યોજના પૂર્ણ થઈ ન હતી.[૩૮]



આ રીતે વાંકાનેર રાજ્ય અને કાઠીઓ વચ્ચેના અરસપરસનાં સબંધો રહયા છે. વાંકાનેર રાજ્યનાં ત્રણ રાજવીઓ સાથે કાઠીઓને સારા નરસા બન્ને પ્રકારના સબંધો રહયા છે અને કાઠીઓ અને ઝાલાઓ એકબીજાની રખાવટ અને દુશ્મનાવટમાં ઉણા ઉતર્યા નથી.

## (૨) ચુડારાજ્ય



બીલખા જશવંતસિંહજી અને ચુડા ધર્મેન્દ્રસિંહજી

ચુડાએ ત્રીજા વર્ગનું ઝાલાઓની હકુમત ધરાવતુ ૧૪ ગામડાઓવાળુ રાજ્ય હતુ.[૩૯] ચુડાનો રાજવંશએ મૂળમાં ધ્રાંગધ્રાનાં ઝાલા વંશમાનો જ છે અને વઢવાણના શાસક અર્જુનસિંહજીનાં ભાઈ અભયસિંહજીએ ઈ.સ. ૧૭૦૭માં ચુડાની ગાદી સ્થાપી હતી.[૪૦]

ચુડાના બીજા શાસક રાયસિંહજી (ઈ.સ. ૧૭૫૦ થી ૧૭૬૦) થયા ત્યારે તેમના સમયમાં પાળિયાદનાં (તા. બોટાદ) કાઠીઓએ ચુડાનાં પશુઓને વાળ્યા.[૪૧] ત્યારે રાયસિંહજી તેને પાછા વાળવા ગયા અને કાઠીઓ અને રાયસિંહજી વચ્ચે જબરી લડાઈ થઈ તેમાં અસંખ્ય કાઠીઓ મૃત્યુ પામ્યા પણ આખરે રાયસિંહજીને પણ આ લડાઈમાં મારી નાખ્યા. તેમની સાથે સાથે રાણાવત, સજોજી, વાઘેલા જીવણજી અને ઝાલા કશળોજી પણ આ લડાઈમાં મૃત્યુ પામ્યા આ લડાઈ ઈ.સ. ૧૭૬૦માં થઈ હતી.[૪૨]

રાયસિંહજી પછી ચુડાની ગાદીએ ત્રીજા શાસક ગજસિંહજી (ઈ.સ. ૧૭૬૦થી ૧૭૮૦) આવ્યા, જેમણે પિતાનું વેર વાળવા કાઠીઓ સાથે લડાઈ ચાલુ રાખી. જેઓ પણ પાળિયાદનાં ખાચરો સાથેની ચાચકા ગામે થયેલી લડાઈમાં મૃત્યુ પામ્યા અને થોડોક સમય તો પાળિયાદનાં ખાચરોએ ચુડા પણ લઈ લીધુ હતુ.[૪૩] પરંતુ પછીથી ચોથા શાસક જે હઠીસિંહજી (ઈ.સ. ૧૭૮૦ થી ૧૮૨૦) થયા તેમણે ખાચર દરબારો પાસેથી ચુડા પાછુ મેળવી લીધુ [૪૪] આ રીતે ચુડાના બે શાસકોને પાળિયાદનાં કાઠીઓએ મારી નાખ્યા અને થોડો સમય ચુડા પોતાના હસ્તક પણ લઈ લીધુ હતુ આ રીતે ઝાલાવાડમાં ચુડા, સાયલા, લીંબડી વગેરે જગ્યાઓમાં કાઠીઓ ધમસાણ મચાવી રહયા હતા. ત્યારે કાઠીઓ અઢારમી સદીના અંતમાં સારા એવા જોરાવર બની રહયા હતા. પણ ભાવનગર સાથેની તેની ચિતલની લડાઈને હિસાબે તેઓનો ઉત્સાહ એક તરફ નબળો પણ પડયો હતો અને બીજી તરફ કાઠીઓમાં એકતા પણ આવી હતી.

## (૩) ધ્રાંગધ્રા રાજ્ય :

ધ્રાંગધ્રા રાજ્ય સાથે કાઠીઓને બહુ જાજા સંઘર્ષમાં ઉતરવુ પડયુ નથી કે પછી તેની સાથે વધારે સારા સબંધો પણ બંધાયા હોવાનું દેખાતુ નથી કાઠીઓ જેઓ ઉમરડા ગામમાં રહેતા હતા તે ગામ ધ્રાંગધ્રા રાજ્યનું હતુ, તે સરધારના કાઠીઓએ ભાંગ્યુ હતુ ત્યારે આ કાઠી સરદારને ભગાડવા માટે ધ્રાંગધ્રાનું સૈન્ય પાછળ પડયુ અને છેક સરધાર પહોંચી ગયુ અને સરધારમાં યુદ્ધ થયુ જે યુદ્ધમાં રાજસાહેબના સુભટ કેસરીસિંહ વીરાણી અને સાહેબજી સાહેબાણી કામ આવી ગયા. [૪૫] ત્યારે ખુદ જસાજીએ

સરધાર ઉપર ચડી આવ્યા હતા આવા ઉલ્લેખો માત્ર ચારણી સાહિત્યમાં મળે છે પરંતુ પછી તે લડાઇનું પરિણામ શું આવ્યુ તે જાણવા મળતુ નથી.

કદાચ ધાંગધ્રા રાજય અને કાઠીઓ વચ્ચે કોઈપણ પ્રકારનાં સારા માઠા સબંધોનો ઉલ્લેખ ન મળવાનુ કારણ એ હોઈ શકે કે ધાંગધ્રા રાજયનાં કોઈપણ ગામો સાથે કાઠીઓના ગામો ધાંગધ્રા રાજયને સ્પશર્તા ન હતા કે કાઠીઓને એ વિસ્તારમાં બહુ જવાનુ પણ રણકાંઠા તરફ હોવાથી બનતુ  નહીં. ભૌગોલિક દ્રષ્ટિએ ધાંગધ્રા અનુકૂળ જગ્યાએ ન હોવાથી અને કાઠીઓને અને ધાંગધ્રાને બીજા રાજયો જેવા વિશિષ્ટ સબંધો કેળવાયેલા નથી લાગતા. તેમ છતાં પાળિયાદનાં તાલુકદાર દાનાભાઈ જીવાભાઈ ખાચર (જન્મ સવંત ૧૯૩૧) મેટ્રીક પાસ થયા હતા અને ધાંગધ્રા રાજયમાં ઉચ્ચ હોદ્દે નોકરીમાં રહયા હતા.[૪૬]

## (૪)વઢવાણ રાજય :

વઢવાણ એ બીજા વર્ગનું ઝાલાઓની હકુમત ધરાવતું ૪૦ ગામોવાળુ રાજય હતુ. વઢવાણ રાજયના ખરા સ્થાપક પૃથ્વીરાજ ગણાય પરંતુ કાયદેસર રીતે રાજોજીને વઢવાણ રાજયના સ્થાપક ગણવામાં આવે છે. ઝાલાઓનુ આ એક જ રાજય એવુ સુરક્ષિત બચ્યુ છે કે તેમા કાઠીઓએ જરાપણ  દખલગીરી કરી નથી કે ધમરોળ્યા નથી કે તેના ગામો પડાવી લેવાના પ્રયત્નો કર્યા નથી.

ઉલ્ટાના વઢવાણ રાજય અને કાઠી જ્ઞાતિને તો એવા બધા સબંધો રહ્યા છે કે જયારે ચિતલની લડાઇ વખતે કાઠીઓને દેશવટો દેવાનો ઠરાવ ભાવનગર રાજયમાં સૌરાષ્ટ્રનાં બધા રાજપૂતોએ મળીને કરવો હતો[૪૭]ત્યારે વઢવાણ ઠાકોર સાહેબ પૃથ્વીરાજસિંહજીએ(ઇ.સ. ૧૭૭૮થી ૧૮૦૭) એ સભામાં કહ્યુ હતુ કે ''શું એ શકય બને ? એ શું કામ લડે છે ? એ જાણો વળી એ કાંઇ સીધી રીતે ભાગી જાય એવા પોચટ નથી અને સૌરાષ્ટ્રની પ્રજા સાથે તેને પણ રખાવટનાં સબંધો છે, લોકો તેને પણ મદદ કરશે, જો આપ તેમ કરશો તો હું મારા રાજમાં કાઠીઓને વસાવીશ પણ આવા કાર્યમાં સાથ તો નહીં જ આપુ''[૪૮]

આવા વચનો વઢવાણ ઠાકોર સાહેબે ઉચ્ચારીને સભા છોડીને ચાલ્યા ગયા હતા, તેથી પછી કાઠીને દેશવટો આપવાની વાત પડતી મુકાઇ હતી.  આવુ બનવા પાછળનું કારણ શ્રધ્ધાળુ એમ માને છે કે પૃથ્વીરાજસિંહજીએ પાળિયાદનાં આપા વિસામણબાપુનાં  મોટા ભકત હતા અને તેઓની પ્રેરણાથી કાઠીઓનો પક્ષ લીધો હતો.[૪૯] એક ઉલ્લેખ મુજબ તેમને ભાવનગર બોલાવાયા જ ન હતા.

## (૫) સાયલા :

સાયલા એ ત્રીજા વર્ગનું અને વખતસિંહજીના સમયમાં બીજા વર્ગનું ૪૫ ગામો ધરાવતુ રાજય હતુ.  શેષમલજી પહેલાએ ઇ.સ. ૧૭૫૧માં કરપડાઓ પાસેથી સાયલા જીતી લીધુ હતુ.[૫૦]શેષમલજીએ જયારે ધાંગધ્રાની ગાદીનો કબ્જો કરી લીધો અને સાડા ત્રણ દિવસ સુધી કિલ્લેબંધી રાખી ત્યારે ધાંગધ્રાના રાણી જીજીબાઈએ વરસોડાથી આવીને રાધનપુરના બાબીઓ અને સાયલાઓના કરપડાઓ અને પેશવાના સેનાપતિ ભગવંતરાવની મદદ લઈ શેષમલજીને બહાર કાઢયા.

શેષમલજીએ કરપડા પાસેથી સાયલા મેળવવાનું કદાચ આ કારણ હોઈ શકે. કારણ કે આ કરપડાઓએ શેષમલજી વિરૂધ્ધ મદદ કરી હતી. શેષમલજીએ કાઠીઓને હરાવવાની યોજના મનોમન નકકી કરી લીધી હતી અને તેણે કરપડાઓને હરાવી પોતાની સત્તા સ્થાપી.

સાયલાના મૂળ શાસકો કરપડાઓ હતા અને તેમની પાસેથી શેષમલજી પહેલાએ એ જીતી લીધુ હતુ પણ અમુક ગ્રંથોમાં સાયલાને ખવડનાં તાબાનું પણ બતાવવામાં આવેલ છે. પરંતુ સાયલામાં ઝાલા શાસકોની જે છતરડીઓ છે તેમાં શેષમલજી પહેલાની છતરડીમાં આવેલો શિલાલેખ કહે છે કે તેમાણે કરપડાઓ પાસેથી સાયલા મેળવ્યુ હતુ.[૫૧] આથી આપાણે અભિલેખના પુરાવાને વધુ સચોટ અને મજબૂત માનવો જોઈએ.

આ રીતે ૧૮મી સદીમાં સાયલાના સ્થાપક રાજવીએ કાઠીનું એક મહત્ત્વનું સંસ્થાન છીનવી લીધુ તે પછી તે બન્નો વચ્ચેનાં કોઈપણ પ્રકારનાં સારા કે ખરાબ સબંધો બંધાયા હોય તે વિશે કશુ જાણવા મળતુ નથી.



## (૬) લીંબડી રાજય :

સૌરાષ્ટ્રનાં અન્ય ઝાલા રાજયોની સરખામણીમાં લીંબડી રાજયને કાઠીઓ સાથે ખૂબ જ તકરારો રહી હતી અને લીંબડી રાજય અને કાઠીઓના સબંધ મોટેભાગે લડાઈના રહ્યા છે. લીંબડીએ બીજા વર્ગનું ઝાલાઓની હકુમત ધરાવતુ ૫૦ +૩૪ ગામોવાળુ રાજય હતુ. લીંબડી રાજયના સ્થાપક માંગુજીએ હરપાળ દેવના પુત્ર હતા. માંગુજીથી માંડીને ઇ.સ. ૧૯૪૭ સુધીમાં કુલ ૩૮ શાસકો થયા હતા. લીંબડી રાજયની શરૂઆતમાં રાજધાની જાંબુમાં હતી, ત્યારે પાવરમાંથી આવેલા કાઠીઓએ જાંબુના પ્રદેશમાં જબરી ધમાસાણ મચાવી હતી.[૫૨] ત્યારે માંગુજીએ બધા કાઠીઓનો સંહાર કરી પોતાની પ્રજાને બચાવી હતી.

રાજયનાં ૨૮માં શાસક અદોજી બીજાનાં (ઇ.સ. ૧૭૦૭થી ૧૭૨૮) સમયમાં પાળિયાદનાં નાજા ખાચર ૧૦૦૦નું લશ્કર લઈ શિયાણી (તા. લીંબડી) ઉપર ચડી આવ્યા [૫૩]અને લીંબડીની સેના સાથે સારી એવી લડાઈ થઈ પરંતુ આખરે કાઠીઓ તેની સામે હારી જતા નાજા ખાચરને લીંબડીના લશ્કરે કેદ કરી લીધા અને નાજા ખાચર શિયાણીની જેલમાં જ મૃત્યુ પામ્યા.[૫૪]   આ લડાઈ ઇ.સ. ૧૭૨૪માં થઈ હતી.

લીંબડી રાજય અને કાઠીઓ વચ્ચે વધારે ખરાબ સબંધો થવાનું કારણ એ હતુ કે પાળિયાદના નાજા ખાચર શિયાણીની જેલમાં જ મૃત્યુ પામતા કાઠીઓ ખૂબ જ ખીજાયા હતા. અદોજી પછી લીંબડીની ગાદીએ વેરાજી બીજા આવ્યા તેના સમયમાં કાઠીઓ ચુપ રહ્યા હતા પરંતુ જેવા હરભમજી પહેલા ગાદીએ આવ્યા કે કાઠીઓએ પાછા લીંબડી ઉપર હુમલાઓ શરૂ કર્યા હતા.

અંકે વાળિયાના ઠાકોર વરસાજીને કાઠીઓ ખૂબ હેરાન કરતા હતા આથી વરસાજીએ હરભમજીને ફરિયાદ કરી. હરભમજી પહેલા અંબાજીની યાત્રાએ ગયા હતા ત્યારે કાઠીઓએ લીંબડી ઉપર હુમલો કર્યો અને એ હુમલામાં હરભમજીનાં નાના ભાઈ અમરસિંહજી તા.૧૭-૫-૧૭૩૮નાં રોજ પાળિયાદના કાઠીઓ સાથે યુધ્ધ કરતા મૃત્યુ પામ્યા.[૫૫]

જયારે હરભમજી યાત્રામાં આ સમાચાર સાંભળી એકદમ[૫૬] તાબડતોબ પાછા લીંબડી આવ્યા અને તેઓએ જયાં સુધી પોતાના ૧૩ વર્ષનાં નાના ભાઈનું વેર ન વળે  ત્યાં સુધી લીંબડીનું પાણી હરામ કરી કાઠીઓ પર ચડાઈ કરી અને કાઠીઓના સાત ગઢને છિન્ન ભિન્ન કરી નાખ્યા.

હરભમજીનું લશ્કર લીંબડીથી ઉપડી સૌકાથી ચોટીલા થઈ પીપરાળી પાસેના સોખડા ગામે આવીને ગામને બાળ્યુ અને ખેરજ ગામ જીતી લીધુ તથા મેવાસાનો ગઢ અને ગામના ઝુંપડાઓ તોડીને ફોજ આગળ વધી. અજમેર (તા.જસદણ) આવી અજમેર ગામ બાળ્યુ, ત્યારે અજમેરનાં લાખા ખાચરને બીક લાગતા તે ચોટીલા ચાલ્યો ગયો. અજમેરમાં લીંબડીના લશ્કરે કચ્ચરઘાણ કાઢયો અને તેમનો વઝીર જુઠો રાઠોડ મર્યો અને બખીયા વેગડને ગોળી વાગી હતી. આ રીતે હરભમજીએ ચોટીલા વિસ્તારનાં કાઠીઓની શાન ઠેકાણે લાવી તેમની પાસેથી સલામી લીધી હતી અને કાઠીઓએ દાના હમીરને મોકલીને હરભમજીને ચાર ઘોડાઓ આપી સમાધાન કર્યુ.

કાઠીઓ ઉપરની હરભમજીની આ ચડાઈમાં ચારણી સાહિત્યમાં જણાવ્યા મુજબ ૧૨૦૦૦ ઘોડેસવારો મોટી સંખ્યામાં પેદલ સૈનિકો હતા અને લશ્કરનાં ખર્ચ માટે રૂા. ૫૨૦૦૦ સાથે લેવામાં આવ્યા હતા. આ લશ્કર પંચાળમાં આંતક મચાવી વળતા આદરિયાણા અને બળદાણા થઈ પાછુ લીંબડી પહોંચ્યુ.

આ પછી કે આ સાથે હરભમજી પહેલાએ પોતાના નાનાભાઈ અમરસિંહજીનું વેર લેવા પાળિયાદ ઉપર ચડાઈ કરી અને પાળિયાદને ઉજજડ કરી નાંખી, પાળિયાદમાં ગધેડાથી હળ હંકાવી ગામની જમીનો ખેડાવી તેમાં મીઠુ વવરાવ્યુ અને કાઠીઓ તથા કાઠિયાણીઓ વગેરે મળી આશરે ૪૦૦ [૫૭]માણસોને કેદ કરી લીંબડી લઈ આવ્યા હતા [૫૮] જો કે હરભમજીએ લીંબડીમાં દરબાર ભરીને એ દરબારમાં કાઠિયાણીઓને કહ્યુ કે તમે મારી બહેનો છો હું તમને મારા ભાઈનું વેર વાળવા જ લઈ આવ્યો છું જેથી કરીને આપના પતિદેવોની શાન ઠેકાણે આવે બાકી હું તમને આજે કરિયાવર આપીને છોડી મુકુ છું. આમ કહી તેઓને ભારે પોશાક આપી સુરક્ષિતપાણે પાછા પાળિયાદ પહોંચાડી દીધા. જો કે હરભમજીએ ૪૦૦ કાઠી-કાઠિયાણીઓને પકડયાનો

આંકડો જ અતિશયોકિત ભર્યોછે, આજે પણ પાળિયાદમાં એટલા માંડ માંડ કાઠી કાઠિયાણીઓ થાય તો હરભમજીનાં સમયમાં તે સંખ્યા સાવ ઓછી જ હોય. હરભમજીને કાઠીઓને સતાવાની પુરી કિંમત ચુકવવી પડી હતી અને તેના ગામો પર જસદણે પાળ બેસાડયા હતા અને આખરે તેમના પુત્રએ કાઠીઓ સાથે સમાધાન કરી રોજીદ ગામ પણ આપવુ પડયુ હતુ.

આમ 'ઝાલાવંશવારિધિ' અને 'યશવંતજીવનચરિત્રે' પોતાના શાસકોનું વધુ પડતુ સારુ ચિત્ર ઉપસાવવાનો પ્રયત્ન કર્યો દેખાય છે. આ હરભમજીએ ચોટીલા, પાળિયાદ અને જસદણ ત્રાણેયની સાથે લડાઈ કરી અને જસદણનાં બીજા શાસક ઓઢા ખાચરને પણ હરાવ્યા હતા. [૫૯] ઓઢા ખાચરના પુત્ર અને જસદણના ત્રીજા શાસક વાજસુર ખાચરે પોતાના ભાયાતોની સરદારી કરી લીંબડી, ધંધુકા અને રાણપુરમાં લીંબડીના કાઠીઓ ઉપરના ત્રાસને લીધે લુંટફાટ કરવા માંડી અને એ મહાલોમાં રક્ષાણધર્મનો હકક બેસાડયો હતો.[૬૦] ત્યારે લીંબડીના ઠાકોર હરિસિંહજીએ વાજસુર ખાચર સાથે સમાધાન કર્યુ અને વાજસુર ખાચરને એક ગામ (રોજકા) અને તેની પેદાશ આપી આથી હવે લીંબડીને કાઠીઓ તરફથી ભય ઓછો થયો હતો.

પછીતો હરિસિંહજી અને વાજસુર ખાચરને એવી મિત્રાચારી થઈ ગઈ જયારે ઈ.સ. ૧૮૦૧ આસપાસ નવા નગરનાં જામે જસદાણ ઉપર આક્રમણ કર્યુ ત્યારે વાજસુર ખાચરે કુટુંબ અને માલ મિલ્કત સહિત લીંબડીમાં આશ્રય લીધો હતો. જસદાણના બીજા શાસક ઓઢા ખાચરના ભાઈ જેઠસુર ખાચરની પંચાળમાં સારી એવી ધાક હતી અને એ જેઠસુર ખાચરે પણ લીંબડી રાજયનાં ગામનું રક્ષાણ કરવા માટે પાળ બેસાડયુ હતુ. પરંતુ હરભમજીએ તે આપવાની ના પાડતા જેઠસુર ખાચરે અવાર નવાર લીંબડી રાજય પર હુમલાઓ કરીને લીંબડીને હંફાવ્યુ હતુ.

લીંબડી રાજયનો કારભારી માધાશા ખૂબ જ મુત્સદી હતો અને વેલેસ્લીની જેમ લીંબડી રાજય વતી કાઠીઓ પાસેથી ગામો ગીરે રાખતો અને કાઠીઓ તે પૈસા ન ભરી શકે ત્યારે તે ગામનો કબ્જો લીંબડી રાજયનો ગણાતો હતો. આ રીતે ઘેલાશાએ કાઠીઓના ઘણા ગામો પડાવી લીધા.

બરવાળા ચોવીસી ગણાતી હતી તેની અંદર બાર ગામ[૬૧] ખાચર, પટગીર અને ધાધલનાં હતા  રોજીદ આખુ ગામ જસદણનું હતુ બરવાળા ખાચર મેસુર પુંજાએ અને તેના પૂર્વજોએ લીંબડી રાજયને માંડી આપ્યુ હતુ. કુંડળના દાદા પટગીર લીંબડીને દર વર્ષે જમાબંધીના રૂપિયા સાડા ત્રાણસો [૬૨] આપવાથી તે ગામનો વહિવટ તેના તરફથી થતો હતો. સાળીંગપુર ગામ મૂળ ગરાસિયાઓએ ઈ.સ. ૧૮૦૧માં લીંબડીને ગીરો લખી આપ્યુ હતુ. [૬૩] સાળીંગપુરનાં ઉગાભાઈ અમરાભાઈ ખાચરે ઈ.સ. ૧૮૭૬માં લીંબડી રાજય સામે દાવો માંડયો હતો પણ તે જીતવાની આશા ન દેખાતા પાછો ખેંચી લીધો હતો.

આમ તો ઈ.સ. ૧૭૪૪થી જ કાઠીઓના બરવાળા ચોવીસીના ઘણા ગામો લીંબડી રાજય પાસે ગીરો હતા પણ પછી જયારે માધાશાને બરવાળાનો કારભારી નીમ્યો અને તેણે ઈ.સ. ૧૭૭૯માં બરવાળાનો દરબાર ગઢ બંધાવ્યો અને બરવાળાના ૧૨માંથી વિસ્તારી ૨૨ ગામ કર્યા અને પછી તેના પરાક્રમી પુત્ર ઘેલાશા(જન્મ ઈ.સ.૧૭૭૨) પણ પિતાની નીતિ ચાલુ રાખી અને કાઠીઓ સામે સામ, દામ, દંડ અને ભેદની નીતિ અપનાવી હતી. વોળદાન રેફડીયાએ (ધાધલ)એકવાર ઘેલાશાને પકડી લઈ ઘોડા ઉપર નાંખી રેફડા ગામ સુધી લઈ આવેલ. આ રીતે લીંબડીના કારભારીને કાઠીઓએ પાણી બતાવ્યુ હતુ. [૬૪]

ત્યારબાદ ઈ.સ. ૧૮૦૭-૦૮માં વોકર સેટલમેન્ટ થતા સૌરાષ્ટ્રમાં શાંતિનાં કાળનો સૂર્યોદય થયો અને વોકર સેટલમેન્ટમાં વડોદરાના રેસીડેન્ટ વોકર સાહેબે બરવાળાના કાઠી ગરાસિયાની આર્થિક સ્થિતિ ઉપર ખાસ વિચાર કરી અને હુકમ કર્યો કે બરવાળા ચોવીસીનાં તાલુકદારોની આર્થિક સ્થિતિ નબળી હોવાથી તે તાલુકદારોએ લીંબડી રાજયને જમા ભરવાની રહેશે આ રીતે લીંબડી રાજયનો બરવાળા ચોવીસીમાં વધુ પગ પેસારો થયો અને હવે પછી શાંતિનો કાળ આવ્યો હોવાથી આ કોઈ ગામો લડીને તો લઈ શકાય તેમ ન હતા ત્યારે લીંબડી રાજયએ યેનકેન પ્રકારે કાઠી તાલુકદારોને હેરાન પરેશાન કરવાની પ્રવૃત્તિઓ ચાલુ કરી હતી.

આથી લીંબડી રાજય બરવાળાના લોકો પાસેથી બરવાળાના મૂળ માલિક હોય તેમ લોકો પાસેથી નવુ બારણું મુકતી વખતે વેરો લેતા અને કન્યા પરણે ત્યારે કન્યા ચોરી તરીકે દર કન્યા દીઠ એક રૂપિયો લેવાનું શરૂ કર્યુ હતુ. આ બાબતના હકક મૂળ ગરાસદાર કાઠીઓના જ હોવા છતાં લીંબડી રાજય આવા કર લેતુ હતુ. તેથી કાઠીઓએ ઉપર અરજી કરી આવા કરો બંધ



કરાવ્યા હતા અને તા. ૯-૪-૧૮૮૭નાં રોજ કલેકટર ખારેઘાટ સાહેબે આ હુકમ કર્યો હતો.

એક કાળે બરવાળા પરગણા ઉપર લીંબડી રાજયની સંપૂર્ણ મહેસુલી અને ફોજદારી સત્તા હતી પરંતુ અગ્રેજ અધિકારી જે.એ. ડનલોપને બરવાળાના કારભારીએ બરવાળામાં પ્રવેશવા ન દીધો અને કિલ્લાના દરવાજા બંધ કરી દીધા ત્યારે આ અધિકારીએ ક્રોધીત થઈને બરવાળાનો કિલ્લો જીતી લીધો અને કારભારીને પકડીને ખેડા લઈ ગયા અને તેને છોડવાના દંડ પેટે રૂા. ૪૦૦૦ની માંગણી કરી આથી તે પછી લીંબડી રાજય પાસેથી બરવાળાના ગામોની ફોજદારી અંગ્રેજ સરકાર પાસે ચાલી ગઈ[૬૫] અને માત્ર મહેસૂલી સત્તા જ લીંબડી રાજય પાસે રહી હતી.

આથી લીંબડી રાજય બરવાળા ચોવીસી ઉપર સંપૂર્ણ અધિકાર સ્થાપવા અને કાઠીઓને વધુ મહાત કરવા માટે ઘણા બધા પ્રકારની રીતરસમો અજમાવતુ દેખાય છે. લીંબડી રાજયને કાઠીઓએ જે જે ગામો માંડી આપ્યા હતા અને ત્યારે જે હકક પત્રો થયા હતા તે પ્રમાણે લીંબડી રાજય ચાલતુ ન હતુ અને દરેક ગામ પર પોતાનો સ્વતંત્ર હકક હોય તેમ મનમાની કરવા માંડી હતી અને લાંબાગાળાએ દરેક ગામ પર પોતાનો સ્વંતત્ર હક થાય માટે દરેક તાલુકદાર પાસેથી ચોથ, અઘાટ મંડાવી લઈ ત્યાંના મૂળ તાલુકદારોને પાયમાલ કરવાની નીતિ અમલમાં મૂકી હતી. આ રીતે લીંબડી રાજયે વોકર સેટલમેન્ટ પછીના શાંતિનાં કાળમાં પણ કાઠીઓ પર કોથળીમાં રાખી પાંચ શેરી ફેંકી હતી.

લીંબડીની હજુ શાંતિના કાળમાં પણ આવી રાજય વધારવાની મેલી મુરાદથી કાઠીઓ આખરે કંટાળી ગયા અને તેમણે છેવટના ઉપાય રૂપે સાળીંગપુર અને સુંદરિયાણા વગેરે દસ બાર ગામનાં કાઠી તાલુકદારોએ લીંબડી રાજય પાસેથી પોતાના ગામનો કબ્જો છોડાવી લેવા અંગ્રેજ સરકારને ઈ.સ. ૧૯૦૬માં એક અરજી કરી ત્યારે લીંબડી રાજયએ ઈ.સ. ૧૯૧૩માં એવો વાંધો રજૂ કર્યો કે બરવાળા ચોવીસીનાં તમામ તાલુકદારો આગળ જેટલી જમીન છે તે બધી લીંબડી રાજયે નોકરીના બદલામાં તેઓને આપેલ છે એટલે હવે અમારે એવા નોકરીયાતોની જરૂર ન હોવાથી તે જમીન તેઓ આગળથી છોડાવી અમને સુપ્રત કરવા મહેરબાની કરશો. કાઠીઓ નીચલી કોર્ટમાં જીતી જતા આ કેસ મુંબઈ નામદાર કોર્ટમાં પહોંચ્યો અને તેમાણે ન્યાય આપ્યો કે બરવાળા ચોવીસીના તમામ કુલ તાલુકદારોને ખરા હકકદાર ગણવામાં આવે છે અને આ કેસમાં ચોવીસીના જે તાલુકદારોને જેટલો ખર્ચ થયો હોય તે પણ લીંબડી રાજયે ભોગવવો ત્યારે લીંબડી રાજયએ પાછી અપીલ કરી તે પણ સરકારે કાઢી નાંખતા આખરે લીંબડી રાજયે કાઠી તાલુકદારોને રૂા. ૨૮૦૦૦ ભરવા પડયા.

કાઠીઓ વિરૂધ્ધ લીંબડીના રાજયનાં કેસમાં તા. ૧૬-૧૨-૧૯૩૧નાં રોજ મુંબઈ હાઈકોર્ટનાં નામદાર ન્યાયમૂર્તિએ એક ચુકાદો આપ્યો અને તેમા પણ જાહેર કર્યુ હતુ કે કાઠીઓ આ ગામોના તાલુકદારો છે અને તેમા સ્પષ્ટ લખ્યુ હતુ કે બરવાળા ચોવીસીએ લીંબડી રાજયની સ્વંતત્ર માલીકીનું નથી આ ચુકાદામાં વધુમાં લખ્યુ છે કે કાઠીઓની સ્થિતિઓનો લાભ લઈ લીંબડી રાજયે બ્રિટિશ રાજયની હદની વચ્ચોવચ્ચ પોતાની સત્તા જમાવવા અને બરવાળા ચોવીસી જેવો મોટો તાલુકો બદદાનતથી પડાવી પાડી પોતાના તાલુકા સાથે જોડી દેવા માટે જ કેસ ઉભો કરવામાં આવેલ છે.

આ સમયગાળા દરમ્યાન જ લીંબડી રાજયે કાઠીઓને રેવન્યુ અધિકાર ન મળે એટલા માટે ઘણી બધી રજૂઆતો અંગ્રેજ સરકારમાં કરી હતી. ખેડૂતો અને કાઠીઓ વચ્ચે વૈમનસ્યનાં ખૂબ ઉંડા બીજ વવરાવ્યા હતા. કાઠીઓ ઉપર ખેડૂતો તથા વાણિયાઓએ ખોટી ખોટી ઘણી ફરિયાદો કરી હતી. આવી છળકપટ તો લીંબડી રાજયએ બરવાળા ચોવીસીની દીવાની અને ફોજદારી મેળવવા કરીહતી. [૬૬]સુંદરિયાણાના ખાચર મોકાભાઈ દાદભાઈ પોતાના ખેતરે પાક લેવરાવવા ગયા ત્યારે લીંબડીના પસાયતાઓએ તેમને અટકાવ્યા અને બાંધી દીધા અને પાક પાડી નાખ્યો અને આખુ ખેતર ખેદાન મેદાન કરી નાંખ્યુ ત્યારે મોકાભાઈએ અમદાવાદની કોર્ટમાં લીંબડી રાજય વિરૂધ્ધ કેસ દાખલ કર્યો અને આખરે તે પસાયતાને સરકારે ત્રાણ માસની સજા પણ કરી જો કે આ કેસમાં સુંદરિયાણાના ખાચરોને પણ નુકશાન થયુ કે આ કેસમાં મિ.જુક નામના ન્યાયધીશે ઠરાવ્યુ કે સુંદરિયાણાનો કોઈપણ રાજપૂતભાઈ હથિયાર ધારણ કરી શકશે નહીં.

એ જ રીતે સુંદરિયાણાના બીજા એક જાગીરદાર ખાચર ભોજભાઈ વૈજાભાઈ લીંબડી રાજય સાથે કાઠીઓ વતી પાંચ દાયકાઓ સુધી લડયા હતા. તેમનું તા. ૧૦-૫-૧૯૩૫નાં રોજ ખસના ઉતારામાં કોઈએ ખૂન કરી નાંખ્યુ આમ લીંબડી

રાજયએ બરવાળા ચોવીસીના કાઠીઓ સાથે કાયમી ખોટા ઝઘડાઓ કરી ખર્ચના ખાડામાં ઉતરાવી તેને નબળા પડાવી તેનો ગરાસ હડપ કરી જવા પ્રયત્નો કરેલા દેખાય છે.

આ રીતે લીંબડી રાજય અને કાઠીઓ વચ્ચે ખાટા મીઠા સબંધો રહયા હતા. લીંબડી ઠાકોર સાહેબ જસવંતસિંહજીનું અવસાન ઈ.સ. ૧૯૦૭માં થયુ ત્યારે દોલતસિંહજીને જ ગાદી મળે તે માટે થાણા દેવળી દરબાર શ્રી લક્ષ્મણવાળાએ ઘણા બધા પ્રયત્નો કરાવ્યા હતા.લીંબડી રાજયની સ્થાપનાથી માંડીને છેક ૧૯૪૭ સુધી તેઓની સાથે તકરારના સબંધો રહયા હતા. અન્ય ઝાલા રાજયોની સરખામણીમાં કાઠીઓ લીંબડી રાજય સાથે વધુ પ્રમાણમાં સંઘર્ષમાં રહયા છે.

વળી આ મોટા મોટા રાજવંશોએ પોતાના રાજકવિઓ પાસે મોટા મોટા ગ્રંથો અને કવિતો રચાવ્યા હતા, જયારે સામાપક્ષે કાઠીઓના પક્ષે કોઈ મોટા ગ્રંથો પ્રકાશિત થયા ન હતા. આથી એ ગ્રંથોમાં મોટેભાગે પોતાના રાજયોનું જ સારુ સારુ લખ્યુ હોય છે અને કાઠીઓને નબળા  ચીતરવામાં આવ્યા છે. બાકી તો દરેક શાસકે કાઠીઓ જેવા જ કામ જરૂર કર્યા છે કે પાળ બેસાડવુ, ખેપ કરવા જવુ, કોઈના રાજયો પડાવી લેવા આ બધી વિગતો તટસ્થપણે મૂલવીને જ કાઠીઓને જોવા જોઈએ.

### (૭) લખતર રાજય

લખતરના ઝાલા રાજવંશની સ્થાપના અભેરાજજીએ કરી હતી,જે હળવદ ધાંગધ્રા રાજવંશના ૨૭માં શાસક રાજ ચંદ્રસિંહજીના પુત્ર હતા, જેણે ઈ.સ.૧૬૦૩માં લખતરના અલગ રાજવંશની સ્થાપના કરી. એ લખતર રાજય સાથે કાઠીઓને ખૂબ જ જોરદાર તકરાર થઈ હતી.લખતરના ૧૧માં રાજવી કરણસિંહજી (ઈ.સ.૧૮૪૬થી૧૯૨૪) અને કાઠીઓ વચ્ચે કાઠીઓના ઈષ્ટદેવ સૂર્યનારાયણના જૂના સૂરજદેવળના મંદિર બાબતે ઝઘડો થયો અને એ ઝઘડો છેક ઈંગ્લેંડની પ્રિવી કાઉન્સિલ સુધી પહોચ્યો હતો.

જૂના સૂરજદેવળના મહંતશ્રી જીવા ભગત નિર્વંશ ગુજરી જતા હવે મહંત કોને નીમવા તે બાબતમાંથી આ ઝઘડો ઉપસ્થિત થયો હતો.[૬૭] ઈ.સ.૧૮૮૧માં ઝઘડો શરૂ થયો અને તે શરૂ થવાનું કારણ ઉપરોકત હતુ ત્યારે જીવા ભગત ગુજરી જતા તેના વારસો વચ્ચે કોણ મહંત તરીકે આવે તે ઝઘડો શરૂ થતા કાઠી કોમે જણાવ્યુ કે મહંત નીમવાનો અમારો અધિકાર છે[૬૮] ત્યારે આ બન્નેના ઝઘડામાં લખતર દરબારે સુખરામદાસને મોકલીને મહંત તરીકે નીમી દીધો [૬૯]અને સૂરજદેવળની બધી જ મિલ્કત ઉપર જપ્તી બેસાડી.[૭૦]જયારે મહંતની નિમણૂક બાબતે તકરાર થઈ ત્યારે સૌપ્રથમ જુલાઈ ૧૮૯૭માં પ્રાંતે હુકમ કર્યો કે આ મંદિર કાઠીઓનુ છે અને લખતરે તેમાં દખલગીરી કરવી નહીં તથા રિવાજ પ્રમાણે માન આપવુ. ત્યારબાદ લખતર ઠાકોર સાહેબ કરણસિંહજીએ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિયાને લંડનમાં અપીલ કરી,રિઝોલ્યુશન નં.૧૬૮૧ તા.૧૧-૪-૧૮૮૧ના રોજ તે અપીલ દાખલ થઈ તે પછી લંડને નિર્ણય આપ્યો કે અમે આમા દખલ કરવા માંગતા નથી અને કહયુ કે લખતરે સરકાર વિરૂધ્ધ આ કામ કર્યુ છે. આથી લખતર રાજયનો દાવો લંડનમાં કાઢી નાંખવામાં આવ્યો પછી આ ઝઘડો કાઠીઓ અને ભગતો વચ્ચે રહયો હતો.[૭૧]

ત્યારબાદ ભગતો અને કાઠીઓ સામસામા આવ્યા અને તેના કેસ ચાલ્યા જેમાં કાઠીઓએ ૨૧ વ્યકિતઓની જુબાની અપાવી કે જૂના સૂરજદેવળના મંદિરનો વહીવટ કરવાનો અને મહંત નીમવાનો અધિકાર કાઠી કોમનો છે  કે નહીં ત્યારબાદ કાઠીઓ અને ભગતો વચ્ચે પણ ફાટફુટ પડી અને ત્યારે કાઠીઓએ ચોટીલાના દેવસર ગામે નવા સૂરજદેવળની સ્થાપના કરી.કાઠીઓ અને લખતર રાજય વચ્ચેની આ કાનુની લડાઈએ કાઠિયાવાડમાં સારો એવો ચકચાર ફેલાવ્યો હતો.

## ૩.૪ જાડેજા રાજવીઓ સાથેના સબંધો

સૌરાષ્ટ્રનાં અગત્યનાં રાજકુળમાં જાડેજાઓ પણ ગણાય છે. સૌરાષ્ટ્રમાં જાડેજાઓ કાઠીઓ પછી પ્રવેશ્યા છે પણ તેમ છતાં જાડેજાઓએ સૌરાષ્ટ્રમાં જોર કરીને પોતાના ઘણા બધા રાજયો સ્થાપી દીધા. ઈ.સ. ૧૫૩૫માં જામરાવળે નવાનગરમાં જાડેજા વંશની સ્થાપના કરી અને પછી તે વંશમાંથી આગળ જતા ધીરે ધીરે ધ્રોળ, રાજકોટ, ગોંડલ, વિરપુર વગેરે શાખાઓ અસ્તિત્ત્વમાં આવતી ગઈ. જાડેજાઓ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યા ત્યારે તેના એક મજબૂત હરીફ કાઠીઓ હતા અને વળી એક જ પ્રદેશના (કચ્છ) અને થોડા ઘણાના સમયના અંતરે જ આવેલા હતા. વળી જાડેજાઓ કાઠીઓની ઘણીબધી રીતરસમ, સ્વભાવ અને



રહેણીકરણીથી પરિચીત હતા. જો કે તેમ છતાં જાડેજાઓને સૌરાષ્ટ્રમાં કાઠીઓ સાથે ઘણો બધો સંઘર્ષ કરવો પડયો હતો અને તે સંઘર્ષમાં પોતાના ટુંકા બળે તેનો જોરદાર સામનો કરવાનો પ્રયત્ન કર્યો હતો. આ બન્ને જોરાવર રાજવંશોને સૌરાષ્ટ્રમાં કેવા કેવા સબંધો રહયા તેના વિશે આપણે દરેક રાજય મુજબ સબંધો જોવાનો પ્રયત્ન કરીશુ.

### (૧) નવાનગર(જામનગર) :



**બીલખા જશવંતસિંહજીના લગ્ન પ્રસંગે જામ દિગ્વિજયસિંહજી - જામનગર.**

જામ રાવળ સૌરાષ્ટ્રમાં કચ્છમાંથી આવ્યા અને સૌ પ્રથમ તેણે વવાણિયા બંદર નજીક આવેલા મોરાણા ગામને કબ્જે કર્યુ પછી તેમણે આગળ વધીને દેદા તમાચીની પાસેથી આ વિસ્તાર કબ્જે કર્યો ત્યારે દેદા તમાચીની મદદમાં ઘણા બધા કાઠીઓ હતા. જામ રાવળને હરાવવા માટે સૌરાષ્ટ્રનાં રાજાઓ એકત્રિત થયા અને તેણે નકકી કર્યુ કે જામ રાવળજીએ દેદાતમાચી, હરધમલ ચાવડાને અને નાગ જેઠવાને(દગાથી) મારીને રાજય લઈ લીધા છે તોઆપણે પણ કશો સામનો નહીં કરીએ તો આપણો પણ તેઓ વારો એક વખત આવશે આથી સૌરાષ્ટ્રનાં વાળા, જેઠવા, વાઢેર, ચહુવાણ(ચૌહાણ), પરમાર, ઝાલા, વાઘેલા, ગોહિલ, કાઠી, ગોરી(ઘોરી) વગેરે જામ રાવળ સાથે લડવા તૈયાર થઈ અને મીઠોઈના પાદરમાં જબરજસ્ત લડાઈ થઈ તેમાં કાઠીઓ પણ સામેલ હતા. આ લડાઈમાં જામરાવળના પક્ષે દોઢલાખનું લશ્કર હતુ જયારે સામે પક્ષે અઢી લાખનું લશ્કર હતુ. આવા આંકડાઓ જે તે રાજવંશે લખાવેલા જ ગ્રંથો જ આપે છે તે ખૂબ જ અતિશયોકિત ભર્યા છે અને કાઠીઓ તેના હરીફ હોવાથી કાઠીઓ વિશે તેની સારી કે સાચી બાબતો પણ નોંધતા નથી.

કાલાવાડ(જી.રાજકોટ)એ વિક્રમનાં અગિયારમાં સૈકામાં કાળા માંજરિયાએ પોતાના નામ પરથી કાલાવડ વસાવ્યુ છે[૭૨] અને શિતળા માતાજીની તેના પર કૃપા થતા તેણે ત્યાં સાત ચોવીસી આસપાસનો વિસ્તાર કબ્જે કરી સત્તા સ્થાપી હતી. કાળામાંજરિયાના વંશજોએ લગભગ પાંચેક સદી સુધી કાલાવડની સાત ચોવીસીનું રાજય કર્યુ હતુ ત્યારબાદ કાલાવાડની સાત ચોવીસીનાં [૭૩]છેલ્લા શાસક દેવાયત માંજરિયા પાસેથી જામ રાવળજીએ કાલાવાડ જીતી લીધુ.

જામ રાવળે દેવાયત માંજરિયા પાસેથી કાલાવાડ જીત્યા પાછળ માંજરિયાઓની નબળી પડી ગયેલી સ્થિતિ જવાબદાર ગણાય કારણ કે એક કાળે જે સાત ચોવીસી હતી કાળા માંજરિયાએ પોતાના કુળદેવી શિતળા માતાજીનું મંદિર સ્થાપ્યુ ત્યારે તે મંદિરનાં પૂજારી તરીકે તેણે રાજગોર બ્રાહ્મણોને નિમ્યા હતા. પરંતુ એ રાજગોરને થોડાક સમય પછી અન્યત્ર જવાનુ થતા અતિતબાવાઓ માતાજીની પૂજા કરવા માંડયા એ સમયમાં અલાઉદ્દીન ખીલજીના લશ્કરે કાલાવાડનાં છ જૈન દેવાલયો અને

શિવાલયો તોડી પાડયા અને બીજે દિવસે શિતળા માતાજીનું મંદિર તોડવાનુ હતુ આવા સમયે અતિતબાવા રામગીરીજીએ લશ્કરથી ડરીને શિતળા માતાજીનાં મંદિર સામે બિરાજતા અને તેના મિત્ર શરીફન અલીશાહ(બ્રહ્મચારી) નામના બાનવા ફકીરને આખી વાત કરી અને મુસ્લિમ લશ્કરથી માતાજીનું મંદિર બચાવી લેવા કહયુ ત્યારે એ ફકીરે એક ઠીબડી લાવવા કહયુ અને પોતે એ ઠીબડીને લઈ થોડા મંત્રો જપ્યા અને પછી કહયુ જાઓ આ ઠીબડી નીચે માતાજીના ફળા ઉપર મૂકી દેશો પછી જયારે મુસ્લિમ લશ્કર શિતળા માતાજીનું મંદિર તોડવા ગયુ ત્યારે તે મંદિર જોઈ જ ન શકયુ અને બીજુ એક મંદિર તોડી આવ્યુ પછી રામગીરીજીએ ઠીબડી માતાજી ઉપરથી લઈ લીધી ત્યારે લોકોએ આ ફકીરને રાજીખુશીથી મંદિરમાં ભાગ આપ્યો તેવી દંતકથા છે. આ રીતે ૧૩મી સદીમાં હિન્દુ મુસ્લિમનો બહુભેદ ન હતો એ આ દંતકથામાં જાણી શકાય છે.

જયારે કાલાવાડ જામ રાવળજીને શિતળામાંએ સ્વપ્નમાં આવીને કહયુ કે હું તને કાલાવાડ આપુ છું તે પણ માત્ર દંતકથા છે કાલાવાડમાં લાખો માંજરિયો રાજ કરતો હતો અને તેનો પાટવી કુમાર દેવાયત માંજરિયો હતો. લાખા માંજરિયાનો ભાઈ વિરમ માંજરિયો કાલાવાડથી બે માઈલ દૂર કોટડામા રહેતો હતો. એ કોટડામાં અશાબાપીરની એક દરગાહ હતી. એ પીર ઉપર વિરમ માંજરિયાને ખૂબ શ્રધ્ધા હતી અને વિરમ એ પીરના મુંજાવરને ગુરૂ માનતો હતો. આ ત્રણેય માંજરિયાઓને અશાબાપીર ઉપર શ્રધ્ધા બેસવાથી પોતાની કુળદેવી શિતળા માતાજીની યોગ્ય પૂજા વિધિ થતી નહીં. એટલુ જ નહીં શિતળા માતાજીનું ખળે માપુ નીકળતુ તે બંધ કરી પીરનુ માપુ ફકીરના ઉપદેશથી નીકળવા માંડયુ અને માતાજીની આવક બંધ થતા પૂજારીઓ ચાલ્યા ગયા અને માતાજી ત્રણ દિવસ અપૂજ રહયા આથી માતાજી જામ રાવળને સ્વપ્ને ગયા અને કહયુ કે ‘મારા સેવકો માંજરિયાઓ(કાઠીઓ) હવે મલેચ્છ(પીર)ને માને છે તેથી મારી પૂજા થતી નથી તો તમે આવો હું તમને કાલાવાડ આપીશ.’ પરંતુ જામ રાવળે કાલાવાડ જીતવા તરત કોઈ નિર્ણય કર્યો નહીં ત્યારે મોટી ઉમરે પાટવીકુમાર જીયાજીને શિતળા નીકળવાથી તેનો કોઈ એ જમાનામાં ઉપચાર ન હતો ત્યારે માનતા કરી અને કુંવરને સારુ થઈ જતા જામરાવળ માનતા કરવા કાલાવાડ આવ્યા ત્યારે દેવાયત માંજરિયો જામ રાવળને મળવા પણ ન આવ્યો ત્યારે જામ રાવળે પોતાનુ અપમાન ગણી અને માતાજીનાં સ્વપ્નને યાદ કરી કાલાવાડની ચોવીસી લેવાનો વિચાર કર્યો અને જામનગર સવાર મોકલી જેસા વજીરને લશ્કર સાથે તેડાવ્યો અને અચાનક માંજરિયાના ગઢ ઉપર છાપો મારી કાલાવાડ લઈ લીધુ અને દેવાયત માંજરિયો તો ત્યારે ભાગી ગયો આવી દંતકથા મળે છે.

જો કે ખરી વાત એ હશે કે માંજરિયાઓનાં રાજયમાં ૫૦૦ વર્ષમાં તો ઘણા બધા ભાગ પડયા હોય અને તેઓ આર્થિક અને લશ્કરી રીતે નબળા પડયા હોવા જોઈએ ત્યારે જામ રાવળજી કચ્છમાંથી પુરા જોશથી આવ્યા હતા અને તેમણે કાલાવાડ જીતી લીધુ તેની સાથે આવી દંતકથાઓ જોડાતી ગઈ હશે. જામ રાવળે કાલાવડ જીતી લીધુ ત્યારે દેવાયત માંજરિયો ભાગી ગયો હતો તે પણ પોતાની ચોવીસી મેળવવા પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે તેથી તે ઘણી વખત થોડાક ઘોડેસવારો લઈ આવીને કાલાવાડમાં આંતક ફેલાવતો અને પોતાનું રાજય પાછુ લેવાનો પ્રયત્ન કરતો હતો. ત્યાં આખરે જામ રાવળે પણ થાકીને તેના બાપદાદાનું કાલાવાડ હતુ તેમ જોઈને દેવાયત માંજરિયા અને લાખા માંજરિયા સાથે સમાધાન કર્યુ અને તેને ખિજડિયા ગામ અને ત્રણ ટીંબા આપ્યા હતા.

### ભૂચરમોરીની લડાઈ અને કાઠીઓ:

ભૂચર મોરીની લડાઈ ઈ.સ. ૧૫૯૧માં ધ્રોળની બાજુમાં ભૂચર મોરી નામનાં મેદાનમાં નવાનગર અને અકબરનાં સૈન્ય વચ્ચે થઈ હતી. આ યુધ્ધ થવાનું મુખ્ય કારણ એ હતુ કે ઈ.સ. ૧૫૭૩માં અકબરે ગુજરાતનાં છેલ્લા સુલતાન મુઝફર શાહ ૩જા પાસેથી ગુજરાત જીતી લીધુ, જયારે મુઝઝફરશાહે ફરી પાછા અમદાવાદ, સુરત, ભરૂચ જીતી લીધા હતા.[૭૪] લોમા ખુમાણે સુલતાન મુઝઝફર શાહને ત્રણથી ચાર હજાર ઘોડે સવારોની મદદ કરી અમદાવાદ ઉપર હુમલો કરી અમદાવાદ જીતી લીધુ હતુ.ત્યારે ગુજરાતનો સુબો અબ્દૂર રહીમખાન તે બંડને ટાળી ન શકયો ત્યારે અકબરે ગુજરાતમાં શાંતિ સ્થાપવા પોતાના દૂધ ભાઈ મીરજા અજીજ કોકાને ગુજરાતનાં સુબા તરીકે અમદાવાદ મોકલ્યો જેણે મુઝઝફર શાહને પકડી લીધો અને તેને થોડીક જાગીર પણ આપી પણ તે નજરકેદમાંથી ભાગી લોમા ખુમાણને આશ્રયે આવ્યો અને પછી જામ સતાજીનાં



આશ્રયે આવ્યો, ત્યારે ગુજરાતનું મોગલ લશ્કર મુઝઝફર શાહને પકડવા રવાના થયુ પણ જામ સતાજીએ તેને સોંપવાની ના પાડી આથી ભૂચર મોરીનાં મેદાનમાં નવા નગર અને અઝીઝ કોકા વચ્ચે યુધ્ધ થયુ.

આ યુધ્ધમાં જામ સતાજી અને મુઝઝફરશાહની સાથે ખેરડીનો લોમો ખુમાણ, જૂનાગઢનો દોલતખાન લોદી અને રાયજાદા રાખેંગાર વગેરે હતા. જયારે સામે પક્ષે ગુજરાતનો સુબો મીરઝા અઝીજ કોકા અને સૈયદ કાસમ, નવરંગખાન, મહમંદ રફી અને સૌરાષ્ટ્ર ગુજરાતનાં ખંડીયા રાજાઓ હતા તેમાં હળવદનાં રાજ ચંદ્રસિંહ અકબરનાં પક્ષે રહી લડયા હતા.

આ લડાઈમાં લોમા ખુમાણનું કાઠી સૈન્ય અને ધાધલોએ[૭૫] પણ ભાગ લીધો હતો. આ લડાઈમાં દોલતખાન લોદી અને લોમા ખુમાણે યુધ્ધનાં ખરા સમયે સામે પક્ષે ભળી જતા જામની હાર થઈ હતી. યુધ્ધમાં દોલતખાન અને લોમા ખુમાણે એટલા માટે દગો કર્યો કે આ બન્ને યોધ્ધાઓને જામ પ્રત્યે જૂના વેર સળવળી રહયા હતા. લોમા ખુમાણ એ સમયનો એક અગત્યનો પ્રબળ મહત્ત્વાકાંક્ષી કુટનીતિજ્ઞ જાગીરદાર હતો. લોમા ખુમાણ સાથે જામે આ લડાઈ પહેલા ગેર વર્તાવ કર્યો હતો. જયારે એક વખત જામ અને લોમા ના સૈન્યે મળીને બાદશાહી સૈન્યને લુંટયુ હતુ ત્યારે લોમા ખુમાણે તેમાંથી એક હાથી લઈ લીધો હતો, તે હાથી જામ સાહેબે લોમા ખુમાણ પાસે ન રહેવા દીધો અને જસા વજીરે લોમા ખુમાણને ન કહેવાના આકરા વેણ હાથી બાબતે કહયા હતા.[૭૬] આ બાબતે જ જસા લાડકે લોમા ખુમાણની રાજધાની ખેરડી (તા. રાજકોટ) ઘ્વંસ્ત કરી હાથી પાછો લઈ આવ્યો હતો પણ લોમા ખુમાણને જસાનાં શબ્દો કાળજામાં ખૂંચી ગયા હતા. તે દિવસથી તેના મનમાં જામ પ્રત્યે ધિક્કારની લાગણી ભરાણી અને તે અપમાનનો બદલો લેવા વિચારી રહયો હતો.

આથી લોમા ખુમાણે યુધ્ધમાં સામે પક્ષે ખસી જઈ પોતાના અપમાનનું વેર વાળ્યુ તથા સૌરાષ્ટ્રમાં અકબરની સત્તા સ્થાપવાનોં માર્ગ સરળ કરી આપ્યો હતો. લોમા ખુમાણ અને નવાનગર જામ સાથેનો સબંધો આવા રહયા હતા. લોમો ખુમાણ પોતાના બાર હજારનાં સૈન્ય સાથે જામની સહાયમાં લડવા આવ્યો હતો. પછી ગારિયાધારના શાસક નોંધણજીનાં રાણી લોમા ખુમાણને ધર્મનો ભાઈ માનતા હતા, આથી નવાનગર લગ્ન પ્રસંગમાં જતી વખતે તે રાણીએ લોમા ખુમાણને સાથે લીધા અને જામનગરનાં રાજમહેલમાં જામે દગાથી લોમા ખુમાણને મરાવી નાંખ્યો તે બાબતનો એક દુહો પણ મળે છે.

દાનીપતીએ દીધો દગો, ઝાંઝર લઈ પગમાં જડયો
સવંત સોળસો એકયાસીએ પરજ થમ લોમો પડયો.

ત્યાં લોમા ખુમાણનાં હાથ પગ કાપી નાંખવામાં આવ્યા અને ત્યારે જામે તેને પૂછયુ કે ‘લોમા તને જો જીવતો જવા દઉ તો તુ શું કરે ? ’ત્યારે લોમા ખુમાણે જામને કહયુ કે ‘જેમ કોઈ લોંઠકી સ્ત્રી તાવડીમાંથી રોટલો ઉથલાવે તેમ હું નગરને ઉથલાવી નાંખુ’.

ભૂચરમોરીની લડાઈ પછી નવાનગરની ગાદીએ બેઠેલા રાજવીઓ લાખોજી પહેલા, રણમલ ૧લા, રાયસિંહજી ૧લા, તમાચી તગડ ૧લા, લાખોજી ૨જા, રાયસિંહજી ૨જા, હરધોળજી, તમાચી ૨જા, લાખાજી ૩જા સુધી જાડેજાઓ કાઠીઓ સાથે બહુ સંઘર્ષમાં આવ્યા ન હતા. તેનુ કારણ એ હતુ કે આ રાજવીઓ કોઈને કોઈ પરિસ્થિતિથી ઘેરાયેલા હતા. એ વચ્ચેના કાળમાં મુસ્લિમોએ પણ જામનગર ઉપર સારુ એવુ જોર કર્યુ હતુ અને જામનગરનું નામ પણ ‘ઈસ્લામ નગર’ પાડયુ હતુ એ જ રીતે કાઠીઓ પણ લોમાખુમાણનાં મૃત્યુ પછી વેરવિખેર થઈ ગયા હતા.

બગસરાના રાજવી દેશાવાળાની સૌરાષ્ટ્ર ઉપર સારી એવી ધાક હતી ત્યારે જૂનાગઢનાં મુગલ ફોજદાર બહાદૂરખાનજીએ જામનગર ઉપર ચડાઈ કરી ત્યારે દેશાવાળાની જામ તમાચીએ મદદ માંગી અને દેશાવાળાએ તેમને સારી એવી મદદ કરી આથી જામ તમાચીએ દેશાવાળાની શૂરવીરતા ઉપર વારી જઈને તેને ‘કાઠીયાજામ’ નો ઈલ્કાબ આપ્યો.

જામ લાખાજી ૩જા હળવદનાં રાજ રાયસિંહજીનાં કુંવરી દિપાજીબાઈ સાથે પરણ્યા હતા અને તેની વેલ સાથે નાનજી, ભવાન અને મેરૂ ત્રણેય ખવાસો ધાંગધ્રાથી નવાનગર આવ્યા હતા. મેરૂ ખવાસ અજા અજાણીનો પુત્ર હતો તે ખૂબજ બુધ્ધિશાળી, ચાલક અને ચતુર હોવાથી તેણે જામનગર રાજયને ખૂબજ વિસ્તાર્યુ હતુ આથી મેરૂ ખવાસે વજીરનું સ્થાન લઈ કાઠીઓ સામે લડવાનું નકકી કર્યુ.

ઈ.સ. ૧૭૯૨માં મેરૂ ખવાસે જબરી લશ્કરી તૈયારી કરી લશ્કર લઈ કાઠીઓ ઉપર ચડાઈ કરી અને તેણે સાંણથલી, કોટડાપીઠા, બાબરા, કરિયાણા, ભડલી, બરવાળા, ખંભાળા,આટકોટ,ચરલાળા(ચલાલા),આણંદપુર,ભાડલા[૭૭] વગેરે કાઠી પરગણાઓ મેરૂએ જીતી લીધા અને જામસાહેબના થાણા બેસાડી દીધા.

આ સમયગાળા દરમ્યાન જ મેરૂ ખવાસે મોટી સેના સાથે જસદણનાં કિલ્લાનો પણ ધ્વંસ્ત કર્યો હતો પછી જયારે જામ જસાજી ધાંગધ્રાનાં રાજ ગજસિંહના કુંવરી આછુબા સાથે પરણ્યા ત્યારે વાજસુર ખાચરે આટકોટ જામનગરને ચાંદલામાં આપ્યુ અને જસદણમાંથી નવા નગરનું થાણુ ઉઠાવી લેવાની અરજ કરી ત્યારે નવાનગરે તે વાત માન્ય રાખી જસદણ વાજસુર ખાચરને પાછું સોપ્યુ પરંતુ  ચાંદલામાં આપ્યાની વાત દાદા ખાચરને ગમી નહીં અને તે નવા નગર સામે બહારવટે નીકળ્યા હતા અને જામનગરને ખૂબ હેરાન પરેશાન કર્યુ ત્યારે મેરૂ ખવાસે તેને યુકિતથી મોરબી સાથે લડાવી આડકતરી રીતે ખતમ કરાવી નાંખ્યા.

પછી મેરૂ ખવાસ અને જામ જસાજીને બહુ બનતુ નહીં અને જામજસાજી મેરૂની જોહુકમીથી કંટાળી ગયા હતા અને મેરૂ સામે બંડ પોકર્યુ હતુ ત્યારે મેરૂ ખવાસે રાજકોટ અને સરધારનાં પરગણામાં મોટી લુંટ ચલાવી હતી તથા પરગણાઓ ઉજજડ કર્યા હતા ત્યારે ભાવનગરનાં મહારાજા વખતસિંહજી પોતાના સૈન્ય સાથે જસદણ મુકામે છાવણી નાંખી કાઠીઓ સામે લડતા હતા. ત્યાંથી થોડા દિવસમાં જેતપુર જવાની તૈયારી કરતા હતા ત્યારે કાઠીઓની મદદે જૂનાગઢનાં નવાબ હામદખાન ૧લા આવ્યા ત્યારે મેરૂ ખવાસને થયુ કે આ બન્નેની લડાઈથી પોતે જીતેલા કાઠીઓનાં પ્રદેશને નુકશાન પહોંચશે તેથી તેણે પોતાના સ્વાર્થથી વચ્ચે પડીને નવાબ હામદખાનજી અને ભાવનગર વચ્ચે સમાધાન કરાવ્યુ હતુ.[૭૮] આ પછી ઈ.સ. ૧૮૦૧માં જામ જસાજીએ જસદણ ઉપર ચડાઈ કરી અને ત્યાંનો કિલ્લો તોડી પાડી અશ્વવેરો નામનો કર જસદણ પાસેથી લીધો.

મેરૂ ખવાસ અને ભીમોરા(તા.ચોટીલા)ના નાજા ખાચરને સારા સબંધો હતા, જયારે વાંકાનેરનાં રાજચંદ્રસિંહ ઉર્ફે ડોસાજીએ ભીમોરા ઉપર ચડાઈ કરીત્યારે નાજા ખાચર મેરૂ ખવાસને આશ્રયે રહયા હતા અને વાંકાનેર રાજય સાથે સમાધાન કરાવી આપવા કહયુ હતુ પરંતુ તે પછી સમાધાન થઈ શકયુ કે નહીં તે જાણી શકાતુ નથી.

ઈ.સ. ૧૮૦૦માં મેરૂ ખવાસનું મૃત્યુ થયુ અને ઈ.સ. ૧૮૦૭-૦૮માં વોકર સેટલમેન્ટ થવાથી સૌરાષ્ટ્રમાં લડાઈનો યુગ પુરો થયો તેથી કાઠીઓ અને જાડેજા વચ્ચે  પછી કોઈ સંઘર્ષ થયા નથી પરંતુ પછી એકબીજાને ત્યાં જતા આવતા સબંધો બંધાયા હતા.જામ રણજીતસિંહજી અવારનવાર બગસરા, નટવરનગર પધારતા હતા. જામ દિગ્વિજયસિંહજી તા.૧૮-૧-૧૯૪૨ના રોજ ગિરમાં એંધાણિયા બંગલે શિકાર કરવા આવ્યા હતા અને એક સિંહનો શિકાર કરેલ ત્યારે માનપુર નાજાવાળા સાહેબ સાથે હતા તેની સાક્ષી તે તસ્વીર પુરે છે વળી આ શિકાર વખતે મહારાણી ગુલાબકુંવરબા પણ સાથે હતા.

### (૨) ધ્રોળ રાજય :

ધ્રોળ એ બીજા વર્ગનું ૭૧ ગામ ધરાવતું રાજય હતુ. ધ્રોળનાં રાજવંશની સ્થાપના જામ રાવળનાં નાનાભાઈ હરધોળજીએ ઈ.સ. ૧૫૧૯માં કરી હતી.

ધ્રોળનાં ૭માં શાસક કલોજી ૧લા(ઈ.સ. ૧૬૪૪થી ૧૭૦૬) ખૂબ બહાદૂર હતા પરંતુ કાઠીઓ તેને ખૂબ જ હેરાન પરેશાન કરી રહયા હતા ત્યારે કલોજી અને કાઠીઓ વચ્ચે સુલતાનપુર, ખોખરી(તા. ગોંડલ)ગામમાં કાઠીઓ સાથે લડાઈ થઈ હતી પછી એ લડાઈનાં સ્થળને કલાજીના નામ પરથી કલાધાર નામ અપાયુ હતુ.[૭૯]

### (૩) મોરબી રાજય :

મોરબી રાજયની સ્થાપના કાંયોજીએ ઈ.સ. ૧૬૯૮માં કચ્છી થાણદારને કાઢી મૂકી પોતાની સત્તા સ્થાપી. કાંયોજીએ કચ્છના શાસક રાવ પ્રાગમલ્લજીનાં ભાઈ રવાજીનાં પુત્ર હતા. કાંયોજીને મોસાળ પક્ષનાં વાઘેલાઓએ સાથ સહકાર આપ્યો ત્યારે તેણે કચ્છમાંથી મોરબીને અલગ કરી સ્વતંત્ર રાજયની સ્થાપના કરી અને તે મોરબી રાજયનાં સ્થાપક અને મૂળપુરૂષ બન્યા.

મોરબીના ૬ઠા શાસક હમીરજી(ઈ.સ.૧૭૮૫થી૧૭૯૦) કે ૭માં શાસક જીયોજી (ઈ.સ.૧૭૯૦થી૧૮૨૯)ના સમય



દરમ્યાન સોનગઢના આપા ગોરખાની જગ્યાની ગાયો મોરબી દરબારના માણસો મોરબી લઈ ગયા ત્યારે આપા ગોરખાના ચમત્કારથી ડરી જઈને ગાયો પાછી મોકલી હતી અને માફી માંગી હતી.

મોરબીનાં ૭માં શાસક જીયાજી(ઈ.સ. ૧૭૯૦ થી ૧૮૨૯)ના સમયમાં જસદણના ભાયાત દાદા ખાચરે મોરબી ઉપર ત્રણ વખત ચડાઈ કરી હતી. જયારે જસદણનાં વાજસુર ખાચરે નવાનગરને આટકોટ ચાંદલામાં આપ્યુ તે વાત દાદા ખાચરને પસંદ ન હતી આથી તે નવાનગરની સામે બહારવટે નીકળ્યો હતો ત્યારે કુટનીતિજ્ઞ મેરૂ ખવાસે એક યુકિત કરી દાદા ખાચરને કહયુ કે અમારે મોરબી સાથે વેર છે જો તમે એનો બદલો વાળો તો હું આટકોટ તમને પાછુ આપુ આથી દાદા ખાચરે મોરબીને પાયમાલ કરવા મોરબી ઉપર ચડાઈઓ શરૂ કરી. બે વખત નાની ચડાઈ કરી અને ત્રીજી વખત ઈ.સ. ૧૭૯૨માં પાંચેક હજારનું લશ્કર લઈને દાદા ખાચર મોરબી લુંટવા માટે દક્ષિણ દરવાજા સુધી આવી ગયો ત્યારે જીયાજીનાં નાના ભાઈ દેવાજી તેની સામે લડયા અને મોટા ધાણચોક પાસે સારી એવી લડાઈ થઈ તેમાં અસંખ્ય માણસોની ખુંવારી થઈ ત્યારે દાદા ખાચર હેબતાઈને ભાગ્યા અને મોરબીની ફોજ તેમની પાછળ પડી આખરે ચોટીલાની પાસે આવતા દાદા ખાચરને ત્યાં લડાઈમાં મારી નાંખ્યા.

મોરબીનાં ૧૧માં શાસક (ઈ.સ. ૧૯૨૨થી ૧૯૪૮)લગધીરજીનાં લગ્ન પ્રસંગે થાણાદેવળી દ.શ્રી.લક્ષ્માણવાળાએ એક હાથણી અને રૂા. ૧૫૦૦૦નો પોશાક મોકલાવ્યો હતો.[૮૦]ઈ.સ.૧૯૨૪માં આલા ખાચર બીજાના લગ્ન પ્રસંગે અને રાજયભિષેક વખતે  મોરબી ઠાકોરસાહેબ લગધીરજી જસદણ આવ્યા હતા.ચોટીલા ખાચર તાલુકદારોને મોરબી રાજય સાથે રેલવે બાબતનાં કંપનશેસન માટે લાંબા સમય સુધી વઢવાણ કોર્ટમાં કેસ ચાલ્યા હતા પણ ઘણા વર્ષો સુધી જમીનનું વળતર મળ્યુ ન હતુ કારણ કે આ વળતર લીંબડી રાજયે થાનથી ચોટીલા સુધી રેલવે લાઈન નાંખી તે અંગેનું હતુ.[૮૧]

### (૪) રાજકોટ રાજય :



**ઠાકોર સાહેબ ધર્મેન્દ્રસિંહજી - રાજકોટ અને બગસરા દરબારો**

રાજકોટ રાજયની સ્થાપના જામ રાવળનાં વંશજ વિભાજીએ ઈ.સ. ૧૬૦૮માં કરી હતી. ઈ.સ. ૧૬૧૧માં વિભાજીએ સરધારનાં પૂર્વ ભાગ ઉપર ઘણા ગામ કાઠીઓનાં હતા તે તેમાણે કબ્જે કર્યા હતા અને કાઠીઓને પશ્ચિમ તરફથી આવતા અટકાવ્યા હતા. આ કાર્યનાં બદલામાં તેમને મોગલ સુબાએ અરડોઈ, રીબ, રીબડા અને કાળીપાટ બક્ષીસ આપ્યા હતા.

રાજકોટનાં બીજા શાસક મહેરામણજી ૧લા આવ્યા ત્યારે કાઠીઓ છેક ધોળકા સુધી ખેપ કરવા જતા હતા આથી ગુજરાતનો સુબો આઝમખાન સૌરાષ્ટ્રમાં આવ્યો ત્યારે મહેરામણજીએ સરધારથી જઈને સુબા આઝમખાનને કેટલીક લશ્કરી મદદ આપી

તેથી સુબા આઝમખાને થાનગઢ પાસે કાઠીઓ સાથે યુદ્ધ કરી તેઓને હરાવ્યા અને જૂના સુરજદેવળનો ધ્વંસ્ત કર્યો.

રાજકોટ રાજયનાં ત્રીજા શાસક સાહેબજી બન્યા તે નબળા પડયા ત્યારે અમદાવાદના સુબા મોસમબેગે આવીને સરધાર લઈ લીધુ પણ પાછો સુબો અમદાવાદ જતા સાહેબજીએ સરધાર પાછુ લઈ લીધુ પછી પાછો બીજો અમલદાર બાકરખાન આવ્યો તેણે પાછુ સરધાર લઈ લીધુ પરંતુ જયારે સાહેબજીએ આ બાકરખાનને મારી નાંખ્યો ત્યારે ભાડલાનાં લાખા ખાચરને બાકરખાન મરાયાની ખબર પડી ત્યારે તેણે કાઠીઓની મોટી ફોજ લઈને સરધારને ઘેરો ઘાલ્યો અને આગ લગાડી તથા વારંવાર છુપી રીતે હુમલા કર્યા અને વસ્તી તથા સૈનિકોને હેરાન કરી મુસ્લિમ સૈનિકોને મારી સરધારનો કિલ્લો કબ્જે કર્યો હતો પછી સાહેબજીએ તેજમાલજીની મદદથી લાખા ખાચરને મારી નાંખીને સરધાર કબ્જે કર્યુ. યદુવંશપ્રકાશ પૃ.૩૯ ઉપર લાખા ખાચરને સાહેબજીએ માર્યાનું લખે છે તો આગળ પૃ.૪૨ ઉપર લાખા ખાચરને ઠાકોર રણમલ ૧લાએ માર્યાનું લખાણ છે. હકીકતે એમ બન્યુ કે લાખા ખાચરે સરધાર જીતી લીધુ અને મુસ્લિમોની મદદથી ઘણો સમય શાસન પણ કર્યુ હશે. ત્યારબાદ લાખા ખાચરને રણમલજી ૧લાએ માર્યા હોવાનો સંભવ છે.[૮૨] લાખા ખાચરનું યુદ્ધમાં મોત થવાથી આણંદપુરનાં રામ ખાચરે સરધાર ઉપર જોરદાર હુમલો કરી સરધાર કબ્જે કરી લીધુ પરંતુ પછી રણમલજી ૧લાએ સરધાર પર ચડાઈ કરી રામ ખાચરને હરાવ્યા અને તેમનુ ગામ આણંદપુર બાળ્યુ હતુ. આ રીતે સરધાર માટે કાઠીઓ અને જાડેજાઓ લડતા રહયા હતા અને આખરે સરધાર જાડેજાઓની પાસે જ રહયુ.

રાજકોટમાં ૮માં શાસક મહેરામણજી ત્રીજા (ઈ.સ.૧૭૪૬થી ૧૭૯૬)શાંત સ્વભાવનાં હતા અને રાજકાજ કરતા ધર્મ તરફ વધુ ધ્યાન આપતા આ તકનો લાભ કાઠીઓએ લીધો અને પાછા સરધાર ઉપર હુમલો કરવા માંડયા હતા. ઠાકોર લાખોજીને પાંચ કુંવરો હતા તેમા પાંચમા કુંવર વિસાજીને કાઠીઓએ મારી નાંખ્યા હતા. સરધારથી ૯ કી.મી. દૂર હલેન્ડાગામ ઉપર ૪૦૦ કાઠીઓએ ભેગા મળી ધાડ પાડી હતી. જયારે વિસાજી તેમની પાછળ પડયા અને બહુ દૂર સુધી નીકળી ગયા અને સરધારથી ૨૦ માઈલ દૂર ગરાણી પાનસડા ગામની સીમમાં કાઠીઓ સાથે લડાઈ થઈ અને આ લડાઈમાં કાઠીઓએ તેમને મારી નાંખ્યા, આજે તે જગ્યાને વરજાતીર્થ કહેવામાં આવે છે અને વિભાણી જાડેજાઓ તેની પૂજા કરે છે.

ધર્મેન્દ્રસિંહજીના રાજયકાળમાં બગસરાનાં વીરાવાળા મૂળુવાળા રાજકોટના દીવાન બન્યા હતા અને તેમના ભત્રીજા કુ.શ્રી વાલેરાવાળા રામવાળા રાજકોટ રાજયનાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ બન્યા હતા. આ સિવાય પણ રાજકોટ રાજયને છેલ્લા વર્ષો દરમ્યાન કાઠી રજવાડાઓ સાથે સારો એવો સબંધ જળવાઈ રહયો હતો.

તા. ૨૮-૧૧-૧૯૩૧નાં રોજ થાણાદેવળી દ.શ્રી અમરાવાળાનો જન્મદિવસ હતો, તેની ઉજવણીમાં રાજકોટ ઠાકોર સાહેબ ધર્મેન્દ્રસિંહજી અને દીવાન વીરાવાળા અને શાહપુર દરબાર સાહેબ આવેલા. ધર્મેન્દ્રસિંહજી પહેલીવાર શુભ પ્રસંગે આવેલા હોવાથી તેમને એક ઉત્તમ ઘોડી ભેટ આપવામાં આવી અને સાથે આવેલાને દરજ્જા પ્રમાણે પોશાક ભેટ આપ્યો હતો. એ જ રીતે ધર્મેન્દ્રસિંહજીએ રાજકુટુંબ તથા બીજા માણસોને વળતો પોશાક આપ્યો હતો.[૮૩]

### (૫) ગોંડલ રાજય :

ગોંડલ રાજયનાં સ્થાપક કુંભોજી ૧લા હતા જે રાજકોટ રાજયના સ્થાપક મૂળપુરૂષ વિભાજીનાં પુત્ર મહેરામણજી ૧લાનાં પુત્ર હતા. કુંભોજીને પિતા તરફથી અરડોઈ અને રીબ એવા બે ગામ ગરાસમાં મળ્યા હતા. આ અરડોઈનાં મૂળ વડદ કાઠી[૮૪]હતા. બધા મળીને તેમને ૨૦ ગામ હતા. કુંભોજી ૧લાએ પિતાના અવસાન પછી તેમને મામાએ ગોંડલમાંથી હાંકી કાઢયા અને અરડોઈમાં પોતાની ગાદી સ્થાપી આ રીતે મોટા કુંભાજીએ ઈ.સ. ૧૬૫૭-૫૮માં રાજગાદી સ્થાપી. આ સમયે ગોંડલ નાનુ એવુ ગામડુ હતુ પછી ગોંડલનાં બીજા શાસક સંગ્રામજી ૧લાએ અરડોઈથી ગોંડલ આવીને ગોંડલમાં દરબાર ગઢ બાંધ્યો અને ઈ.સ. ૧૬૮૭માં રાજગાદી અરડોઈથી ગોંડલ ફેરવી.

ઈ.સ. ૧૭૭૧માં દેસાઈ અંબારામની દીકરીને પરણવા પોરબંદરથી જાન આવવાની હતી ત્યારે જાનવાળાએ ભાકુંભાને કહેરાવ્યુ કે અમે તમને ઘરવટ સબંધ રાખીને ગામ મંડાવ્યુ છે તોય દેશાવાળા અમને ડરાવે છે તો દેશાવાળા સાથે અમારે વેર હોવાથી જાનવાળા બીવે છે અને કહે છે કે ગોંડલનાં માણસો તેડવા આવશે તો જાન પરણવા આવશે, તો હવે અમારે શું કરવું



? આથી ભાકુંભાએ વડદડ અટકનાં ઠારણ નામના કાઠીને બગસરા દેશાવાળા પાસે મોકલ્યો અને તેણે કુંભાજીનો સંદેશો કહેતા દેશાવાળાએ જવાબ આપ્યો કે હું તો ભાનો હિતેચ્છુ છું.[૮૫]

ભાકુંભાજી અને નવાબ મહાબતખાન ૧લા વચ્ચે ઈ.સ. ૧૭૭૨માં ઝાલણસરની(તા.ધોરાજી) લડાઈ થઈ હતી જે લડાઈમાં કુંભાજીનાં મામા હરિસિંહ મૃત્યુ પામ્યા અને લડાઈ બરાબર જામી હતી ત્યારે ભાકુંભાજીની મદદે જેતપુરનાં વીરાવાળા આવ્યા હતા આથી નવાબના સૈન્યની હાર થઈ અને જૂનાગઢનાં લશ્કરથી હાર ખાવાથી વીરાવાળાએ બચાવી લીધા હતા.[૮૬]આ લડાઈ જૂનાગઢે ઝાલણસર ગામનું ધણ વાળવાથી થઈ હતી.

ઈ.સ. ૧૭૭૫માં બસિયા તથા જોગિયા દેવદાસે ૨૦ વર્ષ સુધી ગોંડલ સામે બહારવટુ કર્યુ હતુ અને તેણે ઈ.સ. ૧૭૯૨માં બસિયા ગોલણે ગોંડલમાં આવીને હથિયાર છોડયા ત્યારે ગોંડલે દેવળકામાં વેરો ગોંડલનો વજે બસિયાનો એવો લેખ કરી દીધો હતો.[૮૭] બરડિયાનાં (તા.વિસાવદર)જૈતાવાળાએ બરડીયા લઈ લીધુ હતુ પછી તે તેનો વેરો ગોંડલને સાંતી એકે રૂા. ૧૨ આપવા કબુલ થયેલ હતા.

ઈ.સ. ૧૭૮૦માં અડધુ સરસઈ તો સેલારકાવાળા પાસેથી ગોંડલે લખાવી લીધેલ અને અડધુ હરસુરકાવાળાઓ ખાતા હતા. આમ વિસાવદર પાસેનું સરસઈ ગામ મૂળ કાઠીઓનાં તાબાનું હતુ પરંતુ તે ગામ ભાયાતો વચ્ચે વહેંચાતા વહેંચાતા નાની પાટીમાં આવી ગયુ હતુ અને કાઠી ગરાસદારોને કર્જ થઈ ગયુ હતુ આથી બે વાળા શાખાઓએ એમાંથી એકે પોતાનો ભાગ ગોંડલને અને બીજી શાખાએ પોતાનો ભાગ જૂનાગઢને વેચ્યો,[૮૮] ત્યારે કુટનીતિજ્ઞ ભાકુંભાએ જૂનાગઢની નબળી આર્થિક પરિસ્થિતિનો લાભ લઈ જૂનાગઢને ત્રણ લાખ કોરી આપી સરસઈનો પરવાનો ઈ.સ. ૧૭૮૬માં લખાવી લીધો ચાંપરડા ગામ પણ એભલવાળાનાં તાબાનુ હતુ તે પણ ભાકુંભાએ મંડાવી લીધુ આ રીતે ભાકુંભાએ કાઠીઓના બે ગામ લઈ લીધા અને ઈ.સ. ૧૭૮૭માં વાળા હાથીયાને કેટલાક માણસો સાથે સરસઈનાં થાણદાર બનાવી દીધા.

રાણસીકી ગામ (તા.ગોંડલ)વાળા લાખા વાળા તથા નાજાવાળાનું હતુ તેણે ૧૫૦૦ કોરીમાં ડેરૈયા માંચાને માંડી આપ્યુ હતુ અને ડેરૈયાએ કુંપાવાળા વીરાણી પાસે પાછુ કર્જે માંડી દીધુ ત્યારે કુંપાવાળાએ ૧૦૦ માણસો મોકલી રાણસીકીનું તોરણ બાંધ્યુ અને વિકસાવ્યુ, ત્યારે માંચો ડેરૈયો ગોંડલ ગયો અને ભાકુંભાને ફરિયાદ કરી આથી ભાકુંભાએ બીજા દિવસે રાણસીકીનાં તોરણ તોડાવી નાંખ્યા અને કુંપાવાળાના માણસોને કાઢી મુકયા, ઈ.સ. ૧૭૮૭માં પાછુ રાણસીકી વસ્યુ.

હાદાખુમાણે મોવૈયા અને રોજડી( આજનું શ્રીનાથગઢ તા. ગોંડલ)નું ધણ વાળ્યુ ત્યારે ભાકુંભાને ખબર પડતા આ ધણને પાછુ વાળવાનુ કહેવામાં આવ્યુ તે તક શૂરવીર અને પ્રતિજ્ઞાવાળા કલોજીએ ઝડપી લીધી અને આલાવાળાની ફુલવાડી કહેવાતી હતી ત્યાં લશ્કર ભેગુ થઈ ગયુ, પછી ભાદર નદીનાં કાંઠે સતાપર ગામ પાસે કલોજી અને હાદાખુમાણનાં માણસો વચ્ચે ઝપાઝપી થઈ. હાદાખુમાણનાં બાવળા ઘોડાનું ઢીંઢુ કપાઈ ગયુ અને હાદાખુમાણ તો ભાગી ગયા ત્યારે તેના સૈનિકોએ કલોજી ઝાલાને મારી નાંખ્યા. આ કલોજીઝાલા ગોંડલ રાજયનાં એક અગત્યના ચાકર હતા અને તેને ઝાંઝમેર ગામ જીવાઈમાં મળ્યુ હતુ. જયારે કલોજી ડચકા ભરતા હતા ત્યારે હાદા ખુમાણે કલોજીને કસુંબો પાયો અને કહયુ કે 'અરે કલાજી તમારા હાથે મારુ કે મારા હાથે તમારુ મોત થાત તો આપણે સમોવડિયા હતા પણ તમે એક સૈનિકનાં હાથે ઘવાયા તેનું મને દુઃખ છે' ત્યાં તો ભાકુંભાજી અને તેનું લશ્કર આવી ગયુ. તેમણે પણ હાદાખુમાણની રખાવટ જોઈ પછી હાદાખુમાણે કલાજીની યાદગીરી રૂપે પાણી મુકયુ કે હવે કદી હાદોખુમાણ ગોંડલની હદમાં નહીં આવે.[૮૯]

ભાકુંભાજીએ જેતલસરનો ગઢ બાંધ્યા પછી તેને જેતપુર લેવાની ખૂબ જ ઈચ્છા હતી, એવામાં એક વખત હઠીભાઈ અને ભાવાભાઈ ધોરાજીથી ગોંડલ આવતા જેતપુરનાં પાદરમાં રોકાયા અને ત્યાં બંદૂકનાં ભડાકા કરતા હતા ત્યારે જેતપુરના માણસોએ તેમ ન કરવા સમજાવ્યા પણ તેઓ માન્યા નહીં એટલે પણ દરબારી માણસોએ કહયુ કે જો એવા ભડ હો અને પેટમાં દુઃખતુ હોય તો તમારા ભાને તેડીને વહેલા આવજો. આ બન્નેએ આ વાત ભાકુંભાજીને કરી ત્યારથી જ ભાકુંભાજીને મનમાં એમ થયા કરતુ કે ગોંડલ ધોરાજી વચ્ચે જેતપુરએ દાઢમાં કાંકરો છે માટે તેને કાઢયા વિના છુટકો નથી. પછી તેણે વાસણજી મહેતાની સલાહ લઈ વડોદરા રાજયની એક લાખને ખર્ચે ફોજ બોલાવવાનું પણ નકકી કર્યુ હતુ ત્યાં ભાકુંભાજી

માંદા પડયા આથી તેઓએ યુકિત કરી અને તેના પુત્રોને કહયુ કે ‘અરેરે પગ લાંબા થતા નથી’ ત્યારે કુંવરો કહે બાપુ શું લાગે છે ? કુંભાજીએ કહયુ જેતલસર તરફ પગ લાંબા કરતા જેતપુર નડે છે અને લાગે છે. કુંવરો કહે બાપુ અમે પાણી પાઈએ છીએ એ નડતર અમે કાઢી નાખીશું પછી આ વાતનીખબર જેતપુર વીરાવાળાને પડી જતા તેણે જેતપુરનાં લશ્કરને ભેગુ કરી ગઢની ચારેબાજુ તોપના મોરચા મંડાવી દીધા. આથી ગોંડલનું લશ્કર આ બંદોબસ્ત જોઈ પાછુ ચાલ્યુ ગયુ તે પછી ગોંડલ જેતપુર કદી પણ લઈ શકયુ નહીં.

જેતપુરનાં કાઠીઓ ધોરાજી પાસે મુકામ રાખી પડયા હતા ત્યારે ધોરાજીનાં વહીવટદાર વાણિયા શામજીને શંકા પડી કે તેઓ લુંટફાટ કરવા આવ્યા હશે અને કંઈપણ જાણ્યા વિના કાઠી છાવણી ઉપર તેણે હુમલો કર્યો અને કાઠીના સરદાર વાલેરાવાળાને મારી નાખ્યા. હકીકતમાં તો આ કાઠીઓ નવાનગરનાં ગામોને રંજાડવા નીકળ્યા હતા. પણ જોયા જાણ્યા વિના ગોંડલ સાથે કાઠીઓને વેર થઈ ગયુ. આથી જેતપુર આસપાસના બધા જ કાઠીઓ ખૂબ જ રોષે ભરાયા અને ગોંડલને ધૂળ ભેગુ કરવાની પ્રતિજ્ઞા લીધી અને ગોંડલ સામે ચડયા ત્યારે વાસણજીએ કાઠીઓનો સામનો કરવા માટે જોરદાર તૈયારી કરી અને ગોંડલના શાસક દાજીભાઈની રજા લઈને વાસણજીએ હાલરિયા, હુલરિયા, બગસરા વગેરે નાના ગામો બાળ્યા અને ઉજ્જડ કર્યા ત્યાં દાજીભાઈનાં મૃત્યુના ખબર આવ્યા ત્યારે કાઠીઓએ કીધુ કે ‘માથુ તો ગયુ હવે શું લડો છો ?’ ત્યારે વાસણજીએ જવાબ આપ્યો વીરપુરૂષનાં તો ધડ પણ લડયા કરે છે આ વાત પછી હાલરીયા સાવ બાળ્યુ, પછી ધારીગુંદાળી પર હુમલો કરવાનો હતો પણ મુલત્વી રાખ્યુ અને વાસણજીએ તરત ગોંડલ જઈ સમયચુકતા અને હોંશિયારી વાપરીને દેવાભાઈને ગાદીએ બેસાડયા.

સાણથલીનાં ભોકાણીવાળાની ખંભાળીયાનાં વાળા ઉગા ભોકાણીની પાટી હતી, ગોંડલે તે કઢાવી નાંખી અને તેના બદલામાં તેને ચાર સાંતીની જમીન અને બે કોસની વાડી ઘરખેડ કરવા આપી હતી. [૯૦]

ઈ.સ. ૧૭૯૯માં વાળા રાણીંગ અને વાળા ઓઘડ નાજાણીએ મળીને ૪૦૦ ઘોડા ભેગા કરી ધાડો પાડવામાં માંડી અને ગોંડલનું ધોરાજીનું વાલાસરણ ગામ ભાંગ્યુ ત્યારે ભાયાવદરનું લશ્કર ત્યાં પહોંચ્યુ પણ કાઠીઓના ઘોડા ઘણા હોવાથી તે તેને પહોંચી શકયા નહીં. આ કાઠીઓ માલ લઈને કંડોરણા તાલુકાનાં કેરાળીના પાદરમાં ભાદરને કાંઠે આરામ લઈ રહયા હતા, ત્યારે ગોંડલના આ કાઠીઓ ઉપર હુમલો કર્યો તેમા રાણીંગવાળાનો ભાઈ વાલેરો અને અન્ય સાત કાઠીઓ મરાઈ ગયા. ૧૦ ઘોડાઓ કબ્જે કર્યા અને કાઠીઓ ભાગી ગયા ત્યાર બાદ બીજા કાઠીઓએ સમાધાનની વિષ્ટી ચલાવી એટલે વાલેરાવાળાના કારજ ઉપર કુંવર દેવાજી ૧૫૦ ઘોડા લઈ ગયા ત્યારે જેતપુર, જસદણ અને બગસરાના કાઠીઓએ કહયુ કે વાલેરાવાળાના માથા સાટે સરસઈ રાણીંગવાળાને આપી દયો પણ દેવાભાઈએ ત્યારે દાજીભાઈને પૂછીને જવાબ આપીશ એમ કહયુ. આથી રાણીંગવાળા માત્રાવાળા અને ઓઘડ નાજાણીએ એક થઈને ગોંડલનાં ૧૦-૧૨ ગામો ભાંગ્યા આથી વાસણજી બુચે તેની વિરૂધ્ધ લશ્કરી કુચ કરી અને જેતલસર, વાંદરવડ, કરિયાણા, ખોખરી, રબારીકા થઈ લુંધિયા આવ્યો અને લુંધિયાનો ગઢ પાડી નાંખ્યો ત્યારે ઓઘડ નાજાણી બગસરા આવતા તે તેની પાછળ બગસરા આવ્યો.

ગોંડલના રાજવી સંગ્રામજીનાં એક કુંવરનું નામ હતુ પથુભા આ પથુભા એક વખત પોતાના રાજયમાં ફરતા ફરતા દેરડીથી આગળ નીકળી ગયા અને કકડીને ભૂખ લાગી હતી ત્યાં કુંકાવાવના ખેડૂતને ત્યાં જમ્યા અને તેને ૪ વાડી બક્ષીસ આપી લેખ કરી આપ્યો પણ તે જમીન જેતપુર દરબાર જગાવાળાની હતી.

આ લેખ કરતી વખતે તલાટી પણ ન બોલ્યો કે ભલેને દે પણ જયારે જેતપુર જગાવાળાને ખબર પડી કે કુંકાવાવમાં પથુભા સાંતીની જમીન પટેલને ભૂલથી બક્ષીસ આપી ગયા છે. ત્યારે તેણે ગોંડલ કાગળ લખી કહેવરાવ્યુ કે સંગ્રામજીનો દીકરો ઈ મારો પણ દીકરો કહેવાય. તમે દેતા ભૂલ્યા જો આખુ કુંકાવાવ માંડી દીધુ હોત તો પણ હું તે પાળત એમ કહી પેલા પટેલને જેતપુર બોલાવી લેખમાં સહી નહીં પણ તાંબાનાં પતરે લેખ કરી દીધો. જયારે સામે પક્ષે ગોંડલે પણ એવી જ રખાવટ રાખી અને પેડલા ગામનો જેતપુર અને ગોંડલ વચ્ચેનો કજીયો પતાવી અને પેડલામાંથી ગોંડલે પોતાનો ભાગ જતો કર્યો હતો.[૯૧]

ગોંડલ રાજયને કાઠી રજવાડાઓ સાથે છેલ્લા ૧૦૦ વર્ષ દરમ્યાન ખૂબ જ સારા આવવા જવાના સબંધો રહયા હતા.



ભગવતસિંહજીનાં સુવર્ણ મહોત્સવ વખતે બીલખાનાં રાવતવાળા અને બાબરાના બાવાવાળા અને વડિયા સુરગવાળા પધાર્યા હતા. ગોંડલ મહારાજા ભોજરાજસિંહજી બગસરા મેરામવાળા ભાયાવાળા સાહેબનાં દત્તક વિધાન પ્રસંગે પધાર્યા હતા અને દીવાનવીરાવાળાની વિનંતિથી ગોંડલ રાજય બગસરા સુધી રેલવે લાઈન નાંખી બગસરાની પ્રજાની સુવિધામાં વધારો કર્યો હતો. ગોંડલ મહારાજા ભગવતસિંહજી ૨૩ ફેબ્રુઆરી૧૯૧૭ના રોજ કુ.શ્રી રાવતખાચરના કુંવરીના લગ્નમાં જસદણ પધાર્યા હતા. ઈ.સ.૧૯૨૪માં આલા ખાચર બીજાના લગ્ન પ્રસંગે અને રાજયભિષેક વખતે ગોંડલ યુવરાજ ભોજરાજજી જસદણ આવ્યા હતા.

## (૬) કોટડા સાંગાણી રાજય :

કોટડા સાંગાણી રાજયનાં સ્થાપક સાંગોજીએ અરડોઈ ગાદીનાં મોટા કુંભાજીના પુત્ર હતા. એ મોટા કુંભાજીના પુત્ર સંગ્રામજી ૧લા ગાદીએ બેઠા ત્યારે આ ફટાયા કુમારને ગરાસમાં છ ગામો આપવામાં આવ્યા હતા. પછી તેણે અન્ય ૨૨ ગામો મેળવી ૨૮ ગામનુ રાજય બનાવ્યુ હતુ. કોટડાના પ્રથમ શાસક ઈ.સ. ૧૭૦૯માં રૈયા ગામ પાસે કાઠીઓ સાથે લડતા લડતા લડતા મરાયા હતા. કોટડાના બીજા શાસક તરીકે તેજાજી કે તેજમલજી આવ્યા, તે પણ પિતા જેવા શૂરવીર હતા પરંતુ આ સમયે સોરઠમાં સુબાઓની અંધાધુંધી અને નબળાઈને લીધે કાઠીઓ આખા પ્રાંતને ધમરોળી રહયા હતા. આ સમયે વૈજા જોગિયા નામના કાઠીએ કોટડાને પોતાનુ સ્થાન બનાવ્યુ હતુ. કાઠીઓ પોતાનુ બાહુબળ દેખાડી શૂરવીરતા અને બહાદૂરીનુ પ્રદર્શન કરી વધુ રાજસત્તાઓ મેળવવા ઈચ્છતાં હતા. આ પછી કોટડાના ત્રીજા શાસક જસાજી આવ્યા તેણે કોટડા તાલુકો જે વૈજા જોગિયા નામના કાઠી પાસે હતો તે જીતી લઈ અરડોઈથી રાજધાની ફેરવી કોટડા સાંગાણી લાવ્યા, તેણે કાઠીઓને સારી રીતે હરાવ્યા.

ઈ.સ. ૧૭૪૫માં કોટડાનાં મુસ્લિમ થાણદારને મારીને કોટડા વૈજા જોગિયાએ લઈ લીધુ હતુ, તેની પાસેથી જસાજીએ ઈ.સ. ૧૭૫૦માં કોટડા પાછુ લઈ લીધું વૈજા જોગિયાએ કોટડામાં પાંચેક વર્ષ સુધી પોતાનુ શાસન ચલાવ્યુ હતુ. જસાજીએ કોઈની આગળથી સાયલાના રાજવી શેષમલજી ૧લાનાં વખાણ સાંભળતા તે સહન ન થતા તેમાણે કહયુ કે ‘અરે એ સસલાથી(શેષમલજી)શું થાય ?’ બરાબર આ સમયે જ જસાજીએ જોગિયાઓને કોટડા સાંગાણીમાંથી કાઢી મુકયા હતા. તેઓ આણંદપુર અને ભીમોરાના ખાચર દરબારને આશ્રયે ગયા હતા. આથી કુટનીતિજ્ઞ શેષમલજીએ ખુમાણો અને ખાચરોની મદદ મેળવી અને કાઠીઓને પણ કોટડા સાથે વાંધો હોવાને લીધે તરતજ તૈયાર થઈ ગયા અને સાયલા અને કાઠીઓની જબરી ફોજે ઈ.સ. ૧૭૬૫માં [૯૨]કોટડા પર ચડાઈ કરી અને રાજપીપળા પાસે લડાઈ થઈ, તેમાં જસાજી અને તેના નાના ભાઈ સરતાનજી મરાયા.

કોટડા સાંગાણીનાં ૧૧માં શાસક મૂળવાજી અપુત્ર અવસાન પામતા તેમના કાકાના દીકરા ભાઈ હિંમતસિંહજીને કોટડા સાંગાણીની ગાદીએ બેસાડવામાં થાણા દેવળી દ.શ્રી અમરાવાળાએ ઘણો બધો ખર્ચ કરી વકીલ રોકી કેસ લડી ગાદીએ બેસાડવામાં મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો હતો.[૯૩]

## અન્ય જાડેજા રાજયો સાથેનાં સબંધો

લોધીકાના બીજા શાસક ખીમાજીને ચાર પુત્ર હતા. તેમાં પાટવી કુમાર નોંધાભાઈનાં લગ્ન સમયે તકનો લાભ લઈને કાઠીઓએ લોધીકાનું ધણ વાળ્યુ હતુ, ત્યારે કુમાર નોંધાજી મીંઢોળબંધા ધણ વાળવા ગયા પરંતુ લોધીકા નજીક પીપરડીના રસ્તે એક કાઠીએ તેના ઉપર ઓચિંતા બંદૂકનો ઘા કરતા નોંધાજી મૃત્યુ પામ્યા. જયારે કોટડા પર સાયલાના શેષમલજી ૧લા ચડી આવ્યા હતા તેની ભેગા કાઠીઓ પણ આવ્યા હતા. તે કાઠીઓ ઉપર વેર લેવા માટે ભાડવાના બીજા શાસક ખેંગારજીએ ચોબારી, ધારૈઈ વગેરે પરગણાઓ જે કાઠીઓના હતા તે લુંટીને ઉજ્જડ કર્યા હતા.

સાતોદડ વાવડીનાં વેરાજીએ બોઘરા શાખાના કાઠીઓને હરાવીને સાતોદડ વાવડીનો ૧૨ ગામનો તાલુકો વેરાજીએ કબ્જે કરી લીધો. સાતોદડ વાવડીમાં બોઘરા અને પઢિયારોનું સંયુકત રાજય હતુ. પરંતુ તે બન્ને વચ્ચે ખટરાગ થતા વેરાજીએ તેનો

ફાયદો લીધો અને કાઠીઓને મારી મહેનતના બદલામાં કાઠીઓનો હિસ્સો પોતાને હસ્તક વેરાજીએ રાખ્યો.

સૌરાષ્ટ્રનાં જાડેજાઓ સિવાય પણ અન્ય પ્રાંતનાં જાડેજાઓ સાથે કાઠીઓના સબંધો વૈવિધ્યપૂર્ણ રહયા છે, જેમ કે કચ્છના રાજવી રાયધણજી(ઈ.સ. ૧૨૭૫થી ૧૩૨૧)ના લશ્કરમાં કાઠીઓ હતા. જામ કબરજી(ઈ.સ. ૧૩૨૧થી ૧૩૩૬) કાઠીઓની મદદથી લાખીયારવીયરા ઉપર મોટી તૈયારી કરી ચડાઈ લઈ ગયા હતા. જામ હરધોળજીએ કાઠીના લશ્કરની સહાયથી હબાઈ ઉપર ચડાઈ કરી હતી.

સાણીયા વીછીંયાને કોઈએ મેણુ મારતા પછી ઘોડાને એકદમ તૈયાર કરી ફગાહા ગામના માત્રાવાળાની ઘોડીની હરીફાઈમાં લોલીયાણાના ઠાકોર જાડેજાની કુંવરી સાથે યુકિત કરી પરણાવ્યા હતા. માત્રાવાળાના અવસાન પછી આ જાડેજા કુંવરી સોનબા તેની સાથે સતી થયા હતા.[૯૪]

ટીકરના બે જાડેજાઓએ કોઈ ચારણની ચાર ભેંસો લઈ લીધી હતી, ત્યારે એ ચારણિયાણીએ ચોટીલાના મૂળુ ખાચરને પોતાની આપવીતીના સમાચાર મોકલાવ્યા અને એ સમાચાર લઈ જનાર કેશવદાસ રતનાનીએ એક દુહો કહયો

જોગા હર જાચણ તણી ધારયુ કાન ધરીએ
કાઠી કટક કરીએ મૂળવા ટીકર મારવે[૯૫]

આ દુહો એમ કહે છે કે મૂળુ ખાચર તમે જયારે ટીકરને ધમરોળી નાંખશો ત્યારે જ હું માથુ ઢાંકીશ. આ જ હું કયા શૂરવીરની લાજે માથુ ઢાંકુ મારી બેનનાં થાનેલા(સ્તન)કપાયા તે તમારૂ નામ આપતી ગઈ છે અને કહયુ છે કે ભાઈ મૂળુ ખાચરને આ વાત કરજો તે મારૂ વેર લેશે. આ સમાચાર પછી મૂળુ ખાચર ટીકર ઉપર ચડાઈ કરવા જતા હતા ત્યાં તે માંદા પડયા ત્યારે જીવ જતો ન હતો ત્યારે તેમના પુત્રોએ તેમની અંતિમ ઈચ્છા પૂછી તેમાણે પિતાના અધુરા કાર્યને પૂર્ણ કરવાનું વચન આપ્યુ પછી મૂળુ ખાચરના કારજ પછી તેણે ટીકર ભાંગ્યુ અને કેશવદાસને ઢાંકણિયા ગામ આપ્યુ.[૯૬]

### ૩.૫ બાબીઓ સાથેનાં સબંધો

સૌરાષ્ટ્રમાં સૌથી મોટુ રાજય જૂનાગઢનું હતુ. શેરખાન બાબી(બહાદૂરખાન ૧લા ઈ.સ. ૧૭૪૮થી ૧૭૫૮)એ સ્વતંત્ર બાબી વંશની સ્થાપના કરીહતી. ત્યાર પછી જૂનાગઢનાં ત્રીજા શાસક હામદખાનજી ૧લાનાં સમયથી જ બાબીઓ અને કાઠીઓને સારા એવા સબંધ રહયા હતા.

જયારે નવાબ હામદખાનજી પહેલાનો લખલુંટ અંગત ખર્ચને પહોંચી વળવા માટે દીવાન કલ્યાણ શેઠે નવાબની રજા લઈ ધાંધલપુર(તા. ચોટીલા)ના ગોદડ ખવડ ઉપર ચડાઈ કરી તેનો ખજાનો લુંટી એ પૈસામાંથી જૂનાગઢના લશ્કરને તે પગાર ચુકવવો એવો મનસુબો કરીને જૂનાગઢનું લશ્કર ધાંધલપુર પર ચડયુ.[૯૭] ત્યારે ગોદડ ખવડે ૩ મહિના સુધી તેને ધાંધલપુરમાં પ્રવેશવા ન દીધુ, આખરે બાબી સેનાએ નાસીપાસ થઈને પાછા વળવાનું સ્વીકાર્યુ. તે પ્રસંગનાં બે દુહા પણ મળે છે.

નોતી તે નવી કરી ગઢ જૂનાને ગાળ
બાબી અકલ બાળ ખીજવયો ગોદડ ખવડ
નર ગોદડને નવાબ લડીયા ત્રણ મહિના લગી
પરવત મોટા પહાડ ઢુકલીયા નાળીયુ મેદાને[૯૮]

ચાંચઈ પાણીયાનાં(તા.અમરેલી) દરબાર માણશિયાવાળા જીવાવાળા ૩૦૦ ઘોડેસવાર લઈ જૂનાગઢ સર કરવા નીકળ્યા ત્યારે નવાબ સાહેબને આ વાતની ખબર પડી એટલે તેઓ વંથલી નાસી ગયા [૯૯]પછી માણશિયાવાળાએ જૂનાગઢ કબજે કર્યુ પણ તેને થયુ કે જૂનાગઢ લઈ તો લેવાણું પણ આ મોટા રાજયનો પગાર આપી શકાશે નહીં એટલે એમાણે જેતપુરની મદદ માંગી ત્યારે જેતપુરમાં અંદરોઅંદર વાતો અને ખટપટો થવા લાગી કે જો માણશિયાવાળાને આપાણે મદદ કરીએ તો એ જૂનાગઢનો નવાબ કહેવાય અને આપાણે તેનાથી નાના કહેવાઈએ, [૧૦૦]પછી તો નવાબની ફોજ આવી અને માણશિયાવાળાને કાઢી મૂકયા

આ માણશિયાવાળાએ કયા નવાબને હરાવીને જૂનાગઢ લીધુ કે કયારે લીધુ તેના વિશે વધુ કોઈ શ્રધ્ધેય વિગતો પ્રાપ્ત થતી



નથી માત્ર કણોપકર્ણ આવી વાતો સાંભળવા મળે છે અને ચાંચઈ પાણીયાના ડુંગરા ઉપરના કિલ્લામાં તેમાણે જૂનાગઢથી વિજયના પ્રતિક તરીકે લાવેલી બે તોપ જોવા મળે છે . પછીતો જૂનાગઢ નવાબે ચાંચઈ પાણીયા ઉપર ચડાઈ કરી અને માણશિયાવાળાને મારી નાંખ્યા હતા ત્યાં તેમની ખાંભી છે માણશિયાવાળાને એક પાળેલ કૂતરો હતો તે નવાબના અંસંખ્ય માણસોને કરડયો હતો તે પણ ત્યાં મરાતા તેની પણ ત્યાં ખાંભી ઉભી કરવામાં આવી છે.

ઈ.સ. ૧૭૬૦માં[૧૦૧] જૂનાગઢના નવાબ બહાદૂરખાને વીરાવાળાને (બીલખા) ખાંટ, કોળી અને બીજી તોફાની જાતીઓથી વસેલા જેતપુર, બીલખા અને મેંદરડાનાં તાલુકા આપ્યા હતા, તે પછી ઈ.સ. ૧૮૦૦માં જૂનાગઢના નવાબની પરવાનગી લઈ વીરાવાળાએ જેતપુરનો કિલ્લો બાંધ્યો અને ત્યાં પોતાનુ મુખ્ય મથક રાખ્યુ હતુ, તેના બદલામાં કાઠીઓ જૂનાગઢને ખીરજ ભરતા હતા.

ઈ.સ. ૧૭૯૩માં જૂનાગઢનાં નવાબ હામદખાન ૧લાએ નાગરવાડો લુંટયો આ તકનો લાભ લઈ કાઠીઓ નવાબનો મુલક દબાવવા લાગ્યા ત્યારે નવાબે ગોંડલની મદદ માંગી ત્યારે ઠાકોર દાજીભાઈએ વાસણજી બુચને જૂનાગઢ મોકલ્યો તેણે નાગરોને શાંત પાડયા અને કાઠીઓને ભગાડયા.[૧૦૨]

રાજુલાનો મામૈયો ધાખડો ખૂબ શૂરવીર હતો અને તેને રાજુલામાંથી ભાવનગરનું થાણુ હટાવવાની ખૂબ જ ઈચ્છા હતી ત્યારે તેણે જૂનાગઢનાં નવાબ હામદખાનજી ૧લાની મદદ માંગી હતી. પછી તો જૂનાગઢ અને ભાવનગર રાજય વચ્ચે ઈ.સ. ૧૭૯૬માં વરલ ગામે લડાઈ થઈ પણ તેનુ કશુ જ પરિણામ આવ્યુ નહીં.

નાગેશ્રીનાં રૂખડભાઈ લુણાભાઈ વરૂને જૂનાગઢનાં નવાબ હામદખાનજી ૧લા સાથે ખૂબ સારા સબંધો બંધાયા હતા અને નવાબી ફોજ જયાં જયાં જતી હતી તેની સાથે રૂખડ વરૂ પણ જતા હતા [૧૦૩] તો સામે પક્ષે(ભાવનગર)જેઠા ગોવાળિયા નામનો શૂરવીર સરદાર હતો આ લડાઈમાં રૂખડ વરૂએ પોતાના રોજા ઘોડા અને ૫૦૦ બાબરિયાની ફોજ સાથે આવીને ભાવનગરની સામે લડયો. આ યુધ્ધમાં રૂખડ વરૂએ મહત્ત્વનો ભાગ ભજવી ભાવનગરની ફોજને છેક રાજુલાના પાદર સુધી પાછી હટાવી હતી. આ લડાઈ વખતે અણીના સમયે જયારે જૂનાગઢની ફોજ પાછળ હટતી હતી ત્યારે મદદે આવીને જૂનાગઢનું પલ્લુ વજનદાર કર્યુ હતુ આમ જૂનાગઢ રાજય સાથે બાબરિયાવાડનાં આ મૂળ ગરાસદારોને સારા એવા સબંધો રહયા હતા તેમ દેખાય છે.

ઈ.સ. ૧૮૨૦માં [૧૦૪] જૂનાગઢના નવાબ બહાદૂરખાનજી બીજાએ બાવાવાળા પાસેથી વિસાવદર પરગણુ જબ્બર દસ્તીથી પડાવી લેતા બાવાવાળાએ જૂનાગઢ સામે બહારવટુ આદર્યુ અને જૂનાગઢ રાજયનાં ગામડાઓ ઉજજડ કરવા માંડયા અને નવાબની હકુમત નહીંવત કરી દીધી વળી નવાબનાં અધિકારીઓ પણ તેને પારપત કરવામાં નિષ્ફળ ગયા[૧૦૫] આમ છતાં બાવાવાળાને જૂનાગઢ રાજયને મચક આપતુ ન હતુ ત્યારે બાવાવાળાએ એક યુકિત કરી અને અંગ્રેજ નૌકા સૈન્યનો અધિકારી કેપ્ટન ગ્રાન્ટ જે વેલાણ બંદરથી જમીન રસ્તે અમરેલી જતો હતો [૧૦૬] તેના પર બાવાવાળા અને તેના ૩૫ ઘોડેસવારોએ હુમલો કરી જીવતો પકડી લીધો અને તેના ખાસદારને મારી નાંખ્યો. ગ્રાન્ટની પાસે માત્ર કુમચી હતી પણ તે સામો થઈ શકયો નહીં. બાવાવાળાએ કેપ્ટન ગ્રાન્ટને ૨ મહિના ને ૧૭ દિવસ ગીરના જંગલમાં પોતાના માણસોની દેખરેખ હેઠળ કેદ રાખ્યો હતો ,જેણે કાઠીઓના સ્વભાવ તેની વીરતા અને કાઠી સ્ત્રીઓના દયાળુપણા વિશે પોતાના વૃતાંતમાં નોંધ લખી છે. પછી બાવાવાળાએ ગ્રાન્ટને કહયુ કે 'તમે વચ્ચે પડીને મારો ગરાસ પાછો સોંપાવો તો હું તમને છોડી મૂકીશ અન્યથા આ એક જમૈયાના ઘા એ આપને પુરા કરી નાંખીશુ.'

આથી અંગ્રેજોએ પોતાના અધિકારીઓને છોડાવવા માટે પોલીટીકલ એજન્ટ કેપ્ટન બેલેન્ટાઈને જૂનાગઢ નવાબ સાહેબને ભલામણ કરી[૧૦૭] અને નવાબે તેના રાજયમાંથી વિસાવદર પરગણાનો બાવાવાળાનો ભાગ કાઢી આપ્યો ત્યારે ગ્રાન્ટને બાવાવાળાએ છોડી મૂકયો. આ ઘટનાની યાદગીરી રૂપ આજે પણ હજુ લોકોમાં એક દુહો સતત કહેવાય છે કે

ટોપી ને તલવાર, નર બીજાને નમે નહીં
બંદીખાને મહિના ચાર બાંધી રાખ્યો બાવલા [૧૦૮]

બાવાવાળાની સાથે સમાધાનની વાત કરવા સુંદરજી શિવજીનો ભત્રીજો હંસરાજ જેઠા[૧૦૯] ગયો હતો ત્યારે તેણે બાવાવાળાને અમુક ગામો આપવાનુ નકકી કરી સમાધાન કરાવ્યુ પછી બાવાવાળાને ઈ.સ. ૧૮૨૪ આસપાસ વિસાવદરમાં નવી ચાવંડનાં ભોજખુમાણે(માંગાણી ખુમાણ)મારી નાંખતા તેના ગામો નવાબે ખાલસા કર્યા પણ વિસાવદરના કાઠીઓએ ફરી વખત તોફાનો શરૂ કર્યા હતા ત્યારે નવાબ હામદખાન બીજાએ ખુદ જઈને કાળાવાળા હરસુરવાળાને માંડાવડ અને બીજા ચાર ગામ આપીને સમાધાન કર્યુ હતુ.

બાબરિયાવાડનો સોમો વરૂ જૂનાગઢ રાજય સામે બહારવટે ચડયો હતો. ઈ.સ. ૧૮૬૩માં લાખાપાદરના કાઠીઓ પાળ લઈ વીસાણવેલ ભાગી ગયા હતા. ઈ.સ. ૧૮૬૪માં બાબરિયાવાડના કાઠીઓએ એજન્સીમાં એવો દાવો કર્યો હતો કે પોતે સ્વંતત્ર છે નવાબને આધીન નથી ત્યારે એજન્સીએ ન્યાય આપ્યો કે આ (ગામ) બાબરિયાવાડ ઉપર હકુમત જૂનાગઢ રાજયની છે અને ગરાસિયાઓને માત્ર મહેસૂલી હકક જ આપવામાં આવ્યો છે. આવો ન્યાય જૂનાગઢનાં પક્ષે આવતા જૂનાગઢે ભેરાઈમાં થાણુ મુકયુ અને પોતાનો હકક સાબિત કરવામાં કડીયાળી અને કંથારિયાના કાઠીઓની એક પાટી ખાલસા કરી હતી તથા નાગેશ્રી પાસે મીઠાપુરમાં કેટલીક જમીનો લઈ સરકારી મકાનો બાંધ્યા કે જેથી કાઠીઓને જૂનાગઢનાં સાચા હકકનો ખ્યાલ આવે. જૂનાગઢની સામે જસલો મૈયો બહારવટે ચડયો હતો તે કોટડા પીઠામાં આશ્રય લઈ રહેતો હતો તે પકડાય જતા તેને તોપના નાળચે ચડાવીને ઉડાવી દેવામાં આવ્યો હતો.

થાણાદેવળી અને જૂનાગઢ રાજયને અમુક ગામો મજમુ હતા તેની અદલાબદલી ઈ.સ. ૧૮૬૬માં કરીને અંગ્રેજ સરકારની મહોર મારવામાં આવી અને હરસુરવાળાએ દેવળકી, સાંકળી અને ધ્રાબાવડ વગેરે ગામ સુવાંગ કરી લીધા. જેતપુરના જગાવાળાને પણ જૂનાગઢ રાજય સાથેના સહિયારા ગામો વહેંચી લેવાની તક આવી હતી પરંતુ તેણે બાબરિયા, બસિયા, ખુમાણ, વાંક વગેરેનાં સહિયારા ગામો જૂનાગઢ વહેંચી આપે તો જ પોતે આ સહિયારી વહેંચણ કરવા માંગતા હતા અન્યથા નહીં અને પોતાના જ્ઞાતિ બંધુઓ માટે પોતાનો લાભ જતો કર્યો તેથી આખરે વહેંચણની કમિટી રચાણી તેમા જેતપુરને ગેરલાભ થયો હતો.[૧૧૦]

માંડાવડનો કાઠી નાજો ગીગા મૈયા સાથે ભળેલો હતો. ઈ.સ. ૧૮૫૫માં પોલો કાઠી અને જગો કાઠી બહારવટે ચડયા પણ તેઓ પકડાઈ ગયા હતા. બડોદરનો જેબલિયો કાઠી અને પીપળીયાનો કાઠી પણ બહારવટે ચડયા હતા.

ઈ.સ. ૧૮૭૯માં ભેંસાણ તાબાનાં ચાવંડના ખુમાણોએ જેઠસુર ખુમાણની આગેવાની હેઠળ મોટુ બહારવટુ જૂનાગઢ સામે ખેડયુ ત્યારે જમાદાર મુબારક અને નરસિંહ પ્રસાદ બુચ, રણછોડજી મયાશંકર અને ત્રિભોવન તુલશીદાસે ચાવંડ જઈને ખુમાણોને સમજાવીને તેના બહારવટાનો અંત લાવ્યો હતો. ઈ.સ. ૧૮૮૦માં દેવાયત ખુમાણ બહારવટે ચડયો હતો તેને પોલીસ સિપાઈ નુર મહમદ ગામેતીએ માર્યો હતો. ઈ.સ. ૧૮૮૦માં કાઠી વીરા શેખવાની ટોળીએ નવાબ સામે બહારવટુ આદર્યુ હતુ તેને જમાદાર સુલેમાને એકલાએ ધીગાંણુ કરી પારપત કર્યુ.

મોણપરી (તા.વિસાવદર)નાં જૈતાવાળાએ મોણપરી તેમજ વિસાવદર મહાલનાં કેટલાક ગામોમાંથી અડધો ભાગ મેળવવા માટે દાવો દાખલ કરેલો, પરંતુ તે દાવામાં પુરૂષોતમ રાયજી અને નૃરસિંહપ્રસાદ બુચે વચ્ચે પડીને તેનુ સમાધાન કરાવ્યુ અને જૈતાવાળાને જાંબાળા ગામમાં ૧૨૨૪ એકર[૧૧૧] જમીન સ્વંતત્ર ભોગવટા માટે કાઢી આપી. જૂનાગઢને કાઠીઓની તકરારમાંથી ઉગાર્યુ હતુ.

અમરેલી તાબાનાં વાવડી ગામનાં કાઠી રામવાળો ગાયકવાડની સામે બહારવટે ચડેલો તેને જૂનાગઢમાં ગિરનારનાં બોરિયાગાળામાં પોલીસે ઠાર કર્યો હતો.

હરસુર અને ગોલણ નામના ભેંસાણ મહાલના બે કાઠીઓએ જૂનાગઢ સામે ભયંકર બહારવટુ ખેળ્યુ હતુ તેને મોરૂકા પાસે મકરાણી દાદ મહમદે મારી નાખ્યા અને મકરાણી પણ મરાય ગયો.[૧૧૨] નુરમહમદ નામનો જંગલનો કર્મચારી બહારવટે ચડયો હતો તેને નાની ધારી ગામે આલાવાળા નામના કાઠીએ જીવતો પકડી લીધો હતો તેની સાથે તેના બે સાથીદારો શંભુ અને ભોજ કાઠી પણ માર્યા ગયા અને નુર મહમદને ફાંસી આપવામાં આવી હતી.



જૂનગઢના નવાબ રસુલખાનજીના શાહજાદા શેરખાનજી લગ્ન તા.૧૪-૪-૧૮૯૯ શુક્રવારના રોજ હતા ત્યારે જામકાના (મન) કાઠી દરબાર મન પૂંજાભાઈ અને સુરા મન અને રૂખડ મન વગેરેને પણ કંકોત્રી હતી.બગસરા દરબારશ્રી રામવાળા સાહેબને ત્યાં તેમના પાટવી કુમાર ભાયાવાળાના લગ્ન પ્રસંગે જૂનાગઢનાં નવાબ મહાબતખાનજી ત્રીજાએ એક કિમંતી પોશાક અને ડેપ્યુટેશન લગ્ન પ્રસંગે હાજરી આપવા મોકલ્યુ હતુ.[૧૧૩] બગસરા દરબાર વીરાવાળા મૂળુવાળાએ જૂનાગઢનાં દીવાન તરીકે તા. ૧૪-૧૦-૧૯૨૩થી ૪-૯-૧૯૨૪ સુધી જૂનાગઢ રાજયનાં દીવાન તરીકે કામ કર્યુ હતુ.જૂનાગઢનાં યુવરાજ દિલાવરખાનજી તા.૧૩-૫-૧૯૪૩ના રોજ માનપુર નાજાવાળા સાહેબના કુંવરી રાજકુંવરબાના લગ્ન પ્રસંગે માનપુર પધાર્યા હતા અને ગ્રુપ ફોટો પડાવ્યો હતો તેમાં હરસુરપુર મેરામવાળા સાહેબ,આલીધ્રા અમરાવાળા સાહેબ,નડાળા ઉનડવાળા સાહેબ અને નાજાવાળા સાહેબ માનપુર અને યુવરાજ દિલાવરખાનજી વગેરે ઉભા દેખાય છે.

જયારે ‘ એટેચ્ડ એરિયા ’ યોજના ઈ.સ. ૧૯૪૩માં આવતા નીચેના કાઠી તાલુકાઓ જૂનાગઢ રાજયનાં અંકુશ નીચે મૂકવામાં આવ્યા હતા.(૧) સૂર્ય પ્રતાપગઢ (૨) અનીડા (૩) નડાળા (૪) સનાળા (૫) ભાયાવદર (૬) માનપુર (૭) માયાપાદર (૮)ખીજડીયા (૯) આલીધ્રા (૧૦) અકાળા (૧૧) સરધારપુર એજ રીતે એજન્સીના નોટીફીકેશન નંબર ૧૯૨થી તા. ૩૦-૧૧-૧૯૪૩થી જેતપુરનાં ભાગદારો પણ જૂનાગઢ રાજય નીચે મુકાયા, આ રાજયો પાસેથી જૂનાગઢે જોરતલબીની રકમ પણ માફ કરી હતી.

## ૩.૬ ગોહિલ રાજયો સાથેના સબંધો

સૌરાષ્ટ્રમાં જે સૌથી ત્રણ મોટા રાજયો હતો તેમાં એક ગોહિલ વંશના ભાવનગર રાજયનો પણ સમાવેશ થતો હતો ને ભાવનગર રાજયમાં ૬૭૧ ગામો હતા. ભાવનગર સિવાય સૌરાષ્ટ્રમાં પાલીતાણા, વળા(વલ્ભીપુર), લાઠી એ પણ ગોહિલવંશનાં રાજયો હતા. જેની સાથે પણ કાઠીઓને એકયા બીજા પ્રકારે સંપર્ક આવવાનું થયુ હતુ. એમાં ભાવનગર રાજયે ૧૮મી સદીમાં ખાસ કરીને વખતસિંહજી એ કાઠીઓનો ઘણો પ્રદેશ પડાવી લીધો અને ભાવનગરને સૌરાષ્ટ્રમાં મહત્ત્વપૂર્ણ બનાવ્યુ હતુ. ભાવનગર રાજયે અન્ય કાઠીઓ પાસેથી કુંડલા નેસડી, મિતિયાળા, આંબરડી,જીરા, વિજપડી, મોટા ભમોદરા, ગઢડા, બોટાદ, કારિયાણી વગેરે ગામો લઈ લીધા હતા અને વળી પાછા તેમને મૂળ ગરાસિયા સ્વરૂપે પાછા પણ સોંપીને રાજયની સલામતી વધારી હતી.

સૌરાષ્ટ્રનાં ગોહિલ રાજવંશના મૂળપુરૂષ સેજકજી ગોહિલને ગણવામાં આવે છે. એ સેજકજીનો સમય ઈ.સ. ૧૨૫૦થી ૧૨૯૦નો સામાન્ય રીતે ગણવામાં આવે છે પરંતુ સૌરાષ્ટ્રમાં ગોહિલનાં આગમન વિશે હજુ ઈતિહાસકારો ચોકકસ સમય બાંધી શકયા નથી અને તેના આગમનનો સમય ઈ.સ. ૮૦૦થી શરૂ કરીને ઈ.સ. ૧૨૯૦નો બતાવે છે.[૧૧૪] તેમ છતાં સેજકજીનો સૌરાષ્ટ્રનાં પ્રવેશ ઈ.સ. ૧૨૫૦ને વધુ માન્ય ગણવામાં આવે છે.[૧૧૫] સેજકજી ગોહિલ રાજસ્થાનમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા અને તેમાણે વંથલીનાં ચુડાસમા વંશનાં મહીપાલ ત્રીજાનાં આશ્રયે રહયા છે તેને રા‘મહિપાલ ત્રીજાએ તેની દીકરી વાલમ કુંવરબા પરણાવ્યા અને રાજયમાં સારો હોદ્દો આપ્યો. એ સિવાય પંચાળમાં શાહપુર અને તેની આજુબાજુ ૧૨ ગામ જાગીરમાં આપ્યા તે પછી સેજકજીએ પોતાના નામ ઉપરથી સાયલા પાસે સેજકપુર નામનું ગામ વસાવ્યુ અને ત્યાં ગોહિલવંશની રાજગાદી સ્થાપી,[૧૧૬]પછી એક કાળે સેજકપુરનો કબજો લીંબડી રાજયે મેળવ્યો હતો અને છેલ્લે સેજકપુર ખવડ કાઠીઓ પાસે આવ્યુ હતુ.

સેજકજીને ત્રણ પુત્રો હતા. (૧) રાણોજી જેના વંશમાંથી સિહોર અને રાજપીપળાનો રાજવંશ નિકળ્યો છે. (૨) બીજા પુત્ર શાહજીના વંશમાંથી પાલીતાણા રાજવંશ સ્થપાયો (૩) ત્રીજા પુત્ર સારંગજીનાં વંશમાંથી લાઠી રાજય સ્થપાયુ હતુ.

સેજકપુરથી ગોહિલની રાજધાની રાણપુર આવી હતી કારણ કે ઈ.સ.૧૨૯૦માં તેણે રાણપુર જીતી લઈ ત્યાં રાજધાની સ્થાપી હતી. આ પછી ભાવનગરનાં ગોહિલ રાજવંશમાં મોખડાજીએ પોતાની રાજધાની ઘોઘા અને પીરમબેટ પણ રાખી હતી. મોખડાજી પછી ઘણા બધા પ્રચલિત રાજવીઓ આવ્યા પછી ગોહિલોની રાજધાની ઉમરાળા આવી. આ પછી વિસોજી એ સિહોર જીતી લઈ ત્યાં કિલ્લો બંધાવ્યો અને સિહોરને રાજધાનીનું મથક બનાવ્યુ.ઈ.સ. ૧૫૭૫થી ઈ.સ. ૧૭૨૩

સુધી ત્યાં જ રાજધાની રહી પછી ઈ.સ. ૧૭૨૩માં ભાવસિંહજી પહેલાએ વડવા પાસે ભાવનગર નામનું શહેર વસાવી ત્યાં રાજધાની ખસેડી હતી. આ રીતે ગોહિલોની રાજધાની સેજકપુર, રાણપુર, ઘોઘા અને પીરમબેટ, ઉમરાળા, સિહોર અને છેવટે ભાવનગરમાં સ્થિર થઈ હતી.

ભાવનગર રાજયનાં ગોહિલનાં પૂર્વજોને પોતાના એ વિસ્તારને વિસ્તારવા માટે સૌપ્રથમ કાઠીઓના શકિતશાળી અને કુટનીતિજ્ઞ રાજવી લોમા ખુમાણની સાથે સંઘર્ષમાં આવવુ પડયુ ત્યારથી ગોહિલો અને કાઠીઓનાં સબંધો એકબીજા સાથે બંધાતા રહયા છે. સિહોર ભાવનગર રાજવંશનાં ૧૩માં શાસક ધુનોજી (ઈ.સ. ૧૬૦૦થી ૧૬૧૯) પાસેથી લોમા ખુમાણે સિહોર અને ગારિયાધાર બન્ને પડાવી લીધા અને એ બન્ને પરગણા પડાવતા વેળાવદર (તા. ગારિયાધાર) પાસે લડાઈ થઈ અને તેમાં લોમા ખુમાણે ધુનાજીને મારી નાખ્યા ત્યારે ધુનાજીની બે રાણીઓ ત્યાં વેળાવદરમાં સતી થઈ[૧૧૭] તે સતીનાં પાળિયા ઉપર સવંત ૧૬૭૫ કારતક વદ દ્વાદશી સોમવાર લખ્યો છે.[૧૧૮] તે બતાવે છે કે આ લડાઈ તેદિવસે થઈ હોવી જોઈએ.

આ સમયે લોમાખુમાણની આસોદરમાં સત્તા હતી એ સમયે ગારિયાધાર ઉપર નોંધણજી બીજા(ઈ.સ. ૧૫૭૯થી ૧૬૩૧) શાસન કરી રહયા હતા ત્યારે તેમણે ગારિયાધારનાં કારભારી તરીકે ખીમા સાંડસુર નામનો કાઠી હતો અને જે લોમા ખુમાણનો દૂરનો સગો પણ થતો હતો. આથી લોમા ખુમાણે એક દિવસ ખીમા સાંડસુરને આસોદર બોલાવી કહયુ કે ગારિયાધારમાં પુષ્કળ શાકભાજી થાય છે તો નોંધણજીને કહી થોડાક આસોદર મોકલવા પરંતુ ત્યારે ખીમા સાંડસુરે અભિમાનથી કહયુ કે નોધણજી કોઈ કાછીયા (શાકભાજી વેચનાર) નથી કે તે લોમા ખુમાણને શાકભાજી પુરા પાડે.

ત્યારે લોમાખુમાણે ગુસ્સે થઈને કહયુ કે પોતે પોતાના ઘોડેસવારોને શાકભાજી અને પશુઓ બન્ને લેવા મોકલશે ત્યારે ખીમાએ જવાબ આપ્યો કે તો હું પોતે આપનું યોગ્ય સ્વાગત કરીશ. આ પછી થોડા દિવસોમાં લોમા ખુમાણે બસ્સો ચુનંદા ઘોડેસવારો મોકલી ગારિયાધારનાં બગીચાનો નાશ કરાવ્યો અને પશુઓને ભગાડયા ત્યારે નોંધણજી સિહોર ધુનાજી પાસે નાસી ગયા અને લોમા ખુમાણે ગારિયાધાર જીતી લઈ પોતાના પુત્ર કાથડ ખુમાણને ત્યાં સરદાર તરીકે નિમ્યો.

લોમા ખુમાણ તે પછી ખેરડી[૧૧૯] (તા.રાજકોટ) આવ્યા ત્યાં તેના કાકા નાગપાળનું શાસન હતુ એ નાગપાળે લોમા ખુમાણની ગેરહાજરીનો લાભ લઈ બારૈયા કોળી અને સિહોરની અખેરાજજીની સહાયથી કપટ કરી ગારિયાધારમાં પ્રવેશ મેળવ્યો અને તે વખત લોમા ખુમાણના પુત્ર કાથડ ખુમાણ મૃત્યુ થયુ. આ પછી પણ લોમા ખુમાણે ગારિયાધાર પાછુ મેળવવા ઘણી વખત ચડાઈઓ કરી પણ તે પાછુ મેળવી શકયો નહિ આખરે નોધણજી બીજા (ઈ.સ. ૧૫૭૯થી ૧૬૩૧)એ મોકા ચારણની દરમ્યાનગીરીથી વીરડીગામ આપ્યુ હતુ, એ ગામના ખુમાણો લોમાણી ખુમાણ તરીકે ઓળખાય છે.

લોમાખુમાણે ગારીયાધાર લઈ લીધા પછી પણ ગોહિલોએ પોતાનો વિસ્તાર વધારવાની વૃતિ ચાલુ રાખી હતી. તેના પક્ષમાં ત્યારે કોળી અને સરવૈયા પણ જોડાયા હતા. સિહોરની સાથે યુદ્ધનું બહાનુ ઉભુ કરવા લોમા ખુમાણે કનાડ ગામનું પશુધન વાળ્યુ ત્યારે સિહોરનાં ૧૪માં શાસક રતનજી-૧ (ઈ.સ. ૧૬૧૯થી ૧૬૨૦) તેને પાછા વાળવા જતા લોમા ખુમાણની સાથે માંડવી (તા. પાલીતાણા) પાસે લડાઈ થઈ તેમાં લોમા ખુમાણે રતનજી પહેલાને મારી નાખ્યા. આ લડાઈ જે ડુંગરની ધાર પાસે થઈ તે ધારને આજે પણ રાવળ રતનજીની ધાર કહેવામાં આવે છે. આ રતનજીનો પાળિયો પણ સિહોરમાં નદી કિનારે પિતા ધુનાજીનાં પાળિયાની પાસે છે, તેમાં સંવત ૧૬૭૬ વંચાય છે.

સિહોર-ભાવનગરનાં ૧૫માં શાસક હરભીમજીનું ઈ.સ. ૧૬૨૨ અવસાન થતાં તેના બે વર્ષનાં પુત્રને ભાયાત ગોવિંદજી મારી નાખશે એવી બીક રાજમાતા સરવૈયાણી અનાજીબાને વહેમ પડયો તેથી તેઓ આ બાળ વારસને લઈ પોતાના નણંદ ભૂજ હતા ત્યાં જતા રહયા. આ સમયે ગોવિંદજીએ રાજયનાં રક્ષક થઈને પોતાના હાથમાં સત્તા લઈ લીધી હતી અને રાજમાતા કે બાળ યુવરાજને જરાપણ ગણતા નહીં. આ ગોવિંદજીને પણ અન્ય ભાયાતોની બીક હતી કે તેઓ અખેરાજજીને ગાદી અપાવવાનો પ્રયત્ન કરશે તેથી ભાયાતોને કાબુમાં રાખવા જૂનાગઢનાં સુબા મિર્ઝા ઈસારતખાનને [૧૨૦]ઘોઘાનો હકક આપી દઈને તેને પોતાના પક્ષમાં લઈ પોતાની સ્થિતિ મજબૂત કરીહતી.

ગોવિંદજીનું અવસાન થતા તેના કારજ ઉપર ભાયાતોએ ભેગા મળીને ગોવિંદજીનાં પુત્ર સરતાનજીને કેદ કરી લીધો. આ



કારજમાં સામત ખુમાણ અને બીજા કેટલાક કાઠીઓ સિહોર આવ્યા હતા, ત્યારે તેમણે આ ઝઘડામાં સમાધાનની ભૂમિકા ભજવી ત્યારે ભાયાતોએ સામત ખુમાણને કહયુ કે 'જો સરતાનજી ખરા વારસ અખેરાજજીને ગાદી સોંપી આપે તો તેને છોડી મુકીએ.' આથી કાઠીઓએ વચ્ચે પડીને સરતાનજીને ખરા વારસને ગાદીએ સોંપવા માટે સમજાવી લીધા અને સમાધાન કરાવ્યુ. ત્યારે સરતાનજીને ખૂબ શરમ અને પસ્તાવો થયો અને તેની પિતાની ભૂલ સમજાણી. આ રીતે કાઠીઓએ સિહોરની ગાદી માટે થતાં આંતરવિગ્રહને અટકાવ્યો અને ખરા શાસકને ગાદીએ બેસાડવા પોતે મધ્યસ્થી કરી આથી ભૂજથી રાજમાતા અને બાળકુંવર અખેરાજજી સિહોર આવ્યા અને ઈ.સ. ૧૬૩૬માં તેઓનાં હાથમાં સાચા પ્રકારની સત્તા આવી.

ભાવનગર રાજયને કુંડલા બાબતે ખુમાણો સાથે આશરે ૪૦ વર્ષ સુધી ઝઘડાઓ ચાલ્યા કરતા હતા. તેને વિસ્તૃત રીતે સમજવા માટે આપણે અહી પ્રયત્ન કરીશુ. આ ઝઘડામાંથી જ સમગ્ર કાઠી કોમને ભાવનગર સામે લડવુ પડયુ અને ચિત્તલની લડાઈ થઈ હતી.

વજા ખસિયા નામે એક કોળી સરદાર પાસે મિતીયાળા ગામે ૮૦૦નું સૈન્ય હતુ. ખુમાણો તેમની તાકાત સ્વીકારતા હતા. સામત ખુમાણે આ વજા ખસિયાની પરવાનગી લઈને ઈ.સ. ૧૬૭૯માં મિતીયાળાથી દૂર સાવરકુંડલાની સ્થાપના કરી આ પછી ધીમે ધીમે ખુમાણો શકિતશાળી બનતા ગયા અને વજા ખસિયાની અવગણના કરવા લાગ્યા. આથી વજા ખસિયાએ કુંડલા ઉપર ચડાઈ કરી ત્યારે સામત ખુમાણનાં પુત્ર આલા ખુમાણે તેમને હરાવ્યા, તેથી મિતિયાળા અને કેટલાક ગામો ખુમાણોનાં હસ્તક આવ્યા.

નાગાજણનાં પુત્ર સામત ખુમાણે કુંડલા ઉપર લાંબા સમય સુધી શાસન કર્યુ હતુ. તે પછી સામત ખુમાણને આલા ખુમાણ નામનો પુત્ર હતો.[૧૨૧] તે આલા ખુમાણનાં ઈ.સ. ૧૭૮૪માં મૃત્યુ પછી તેના છ પુત્રો વચ્ચે કુંડલા પરગણાની વહેંચાણી બાબતે બહુ મોટો ઝઘડો ઉત્પન્ન થયો તે છ પુત્રોમાં (૧) ભોજ (૨) મૂળુ (૩) હાદો (૪) લુણો (૫) સુરો (૬) વીરો. આ સૌથી મોટા ભોજ ખુમાણ પિતાની જાગીર બાબતે નાના ભાઈઓનાં વલણથી ખૂબ દુઃખી થયા અને તેમણે ભાવનગર વખતસિંહજીનો આશ્રય લીધો અને પોતાનો એક ભાગ વખતસિંહજીને લખી આપ્યો અને જયારે તેઓ કુંડલા પાછા આવ્યા ત્યારે તેના ભાઈઓએ તેમના ઉપર હુમલો કર્યો આથી ભોજ ખુમાણનાં કહેવાથી વખતસિંહજીએ કુંડલા ઉપર લશ્કર મોકલ્યુ , ત્યારે મૂળુ ખુમાણ અને તેના ભાઈઓએ ભાવનગરનાં લશ્કરનો સામનો કર્યો અને તેને શહેરમાં ન પ્રવેશવા દીધુ. આથી વખતસિંહજીએ મોટુ સૈન્ય મોકલ્યુ આમ ભોજખુમાણની ભાવનગર સાથે મૈત્રી કરવાના પગલાથી ભાઈઓ વચ્ચેનાં કંકાસમાં ખુમાણોની ત્રણ પેઢી અને સમગ્ર કાઠી કોમે તેના ખરાબ પરિણામો ભોગવવા પડયા. આ અંદરો અંદરનાં ઝઘડાનાં કુટનીતિજ્ઞ વખતસિંહજીએ ફાયદો લીધો અને તેને પોતાના રાજય વિસ્તાર કરવાની તક મળી.

તો બીજી તરફ ભોજ ખુમાણનાં બીજા ભાઈઓ જૂનાગઢનાં નવાબ હામદખાનજી ૧લા પાસે ગયા. નવાબને કહયુ કે 'જો તે મૂળુ ખુમાણ અને અન્યને કાઢી મૂકે અને પોતાને ગાદીએ બેસાડે તો તેને કુંડલા પરગણાનો અમુક ભાગ આપીશું' આવી લાલચમાં નવાબ પણ ફસાયો તેથી તેણે કુંડલા ઉપર લશ્કર મોકલ્યુ પણ મૂળુ ખુમાણે જૂનાગઢનાં લશ્કરને હરાવ્યુ.[૧૨૨]

આ પ્રશ્ન બે સત્તાઓ વચ્ચે વહેંચાઈ ગયો ત્યારે ભાવનગરને જૂનાગઢ જેવા શકિતશાળી રાજય સાથે સંઘર્ષમાં ઉતરવુ યોગ્ય લાગ્યુ નહીં. આથી તેણે આ પ્રશ્ને થોડી ધીરજ રાખવા વિચાર્યુ પરંતુ વખતસિંહજીએ પોતાની કુંડલામાંથી ખુમાણો સામેની હાર ખાઈને પાછુ વળવુ પડયુ હતુ તેનો બદલો લેવાની અને કુંડલા જીતવાની તો ત્યારે જ મનમાં મક્કમ ગાંઠ વાળી લીધી હતી. થોડા સમય પછી જૂનાગઢનાં દીવાન અમરજીનું ખૂન થયુ અને જૂનાગઢ રાજયમાં અંધાધુંધી ફેલાણી અને જૂનાગઢ પણ આર્થિક અને આંતરિક પ્રશ્નોમાં ગુંચવાયેલુ હતુ એ તકનો લાભ વખતસિંહજીએ લીધો પછી વખતસિંહજીએ એક વિશાળ સેના સાથે ઈ.સ. ૧૭૯૦માં કુંડલા ઉપર ચડાઈ કરી.[૧૨૩]ત્યારે ખુમાણોએ પોતાની કાઠી નીતિ અને યુદ્ધકળા મુજબ રાત્રે અચાનક હુમલો કર્યો પણ તેમાં તેઓ નિષ્ફળ રહયા પછી બીજા દિવસે ભાવનગરનાં તોપદળની સામે કાઠીઓ લડી શકયા નહિ અને તેઓ ભાગીને હાદો ખુમાણ અને મૂળુ ખુમાણ મિતીયાળા નાસી ગયા.

જૂનાગઢથી મિતીયાળામાં કાઠીઓને થોડીક મદદ મળી ગઈ પણ વખતસિંહજી મિતીયાળા આવ્યા અને મિતીયાળાનો

વિજય કરી ત્યાં થાણા બેસાડી કાઠીઓને હાંકી કાઢયા. લીલીયા, ગુંદરણ અને આસોદર વગેરે ગામનાં ખુમાણોને વખતસિંહજીનાં આ વિજયથી પોતાના ગરાસ સાંચવવાની ચિંતા થવા માંડી આથી તેમણે જૂનાગઢની મદદ માંગી પણ તે બહુ મદદ આપી શકયુ નહીં. આથી તેઓ કુંડલાનાં ખુમાણોને મદદ કરવા ઇચ્છતાં હતા અને તેમણે મહમદ તોરાનાં નેતૃત્વ હેઠળ એક લશ્કરી ટુકડી પણ લડવા મોકલી હતી[૧૨૪]. આ બધાને વખતસિંહજીએ હરાવ્યા અને સલડી જીતી લીધુ તથા લીલીયા, ગુંદરણ અને આસોદરમાં પોતાના થાણાસ્થાપી દીધા.

કુંડલાના ખુમાણોને લાગ્યુ કે તેઓ હવે જૂનાગઢથી અસરકારક સહાય મેળવી શકે તેમ નથી. આથી તેઓએ જેતપુરનાં વાળા દરબારો તરફ નજર કરી અને તેના આશ્રયે ગયા. જેતપુરનાં વીરાવાળાએ તેને આશ્રય આપ્યો અને ત્યાં કાઠીઓએ ભાવનગર સામે લડવાની એક યોજના વિચારી ત્યાં પાળિયાદનાં ઠેબાણી, ચોટીલાનાં રામાણી અને બોટાદ ,ગઢડાનાં ગોદડકા ખાચરો અને જસદણનાં લખાણી ખાચર ભેગા થઇને ભાવનગર સામે કાઠીઓનો એક મોટો સંઘ બનાવીને લડવાનુ નકકી કર્યુ આ વાતની જાણ ભાવનગરનાં વખતસિંહજીને થઇ જતા વખતસિંહજીએ કાઠીઓ  તેમના ઉપર હુમલો કરે એ પહેલા જ પોતાના દરેક ભાયાતોને બોલાવીને કાઠીઓ  પહેલા જ ઇ.સ. ૧૭૯૩માં ચિત્તલ ઉપર ચડાઇ કરી અને ચિતલને ઘેરો ઘાલ્યો અને આ ઘેરો ૪૦ દિવસ સુધી રહયો.

આખરે વખતસિંહજીએ કંટાળીને કિલ્લા ઉપર જ તોપમારો કરવાનો હુકમ કર્યો. આ તોપમારો આખીરાત ચાલ્યો એટલા જ બળથી સામે પક્ષે કાઠીઓએ જૂનાગઢનાં નવાબ હામદખાનજી પહેલાએ આપેલો તોપોનો મારો અવિરત ચાલુ રાખ્યો એવા સમયે ભાવનગરનાં એક શૂરવિર સૈનિકે ધ્યાન ખેચીને તોપમારો હળવો થયો ત્યારે કિલ્લાની અંદર ઘુસી જઇને કાઠીઓની તોપોને નકામી બનાવી દીધી તે પછી ભાવનગરની ફોજે કિલ્લામાં ઘુસી ગઇ અને કુંપાવાળાનાં ભાઇ ભાયાવાળાને કેદ પકડી લીધા. ત્યારે કાઠીઓનાં આ સંઘે પોતાની હાર દેખાતા ભાગી જવાનું પસંદ કર્યુ. એ કાઠી સંઘનો ભાવનગરની ફોજે પીછો પકડયો અને કુંકાવાવ સુધી અને ગઢડા, બોટાદ, ભીમડાદ સુધી ફોજો ગઇ. બાબરાનો કિલ્લો જમીનદોસ્ત કરી નાંખવામાં આવ્યો, જસદણનો કિલ્લો તોડી નાંખ્યો ત્યારે વાજસુર ખાચર ભોંયરા નાસી ગયા.

વખતસિંહજીએ નકકી કર્યુ કે કાઠી કોમને સૌરાષ્ટ્રમાંથી હાંકી કાઢીએ  તો જ આપણે કાયમને માટે શાંતિથી રાજ કરી શકશુ. આ માટે ભાવનગરે સમગ્ર સૌરાષ્ટ્રનાં રાજપૂતોને સંદેશા મોકલાવી દીધા કે કાઠીઓ માટે એક સભા ભાવનગર ફલાણે દિવસે મળવાની છે. પછી તો કાગળ લખાઇ  ગયા અને હવે આ રાજપૂત સંઘનાં નિર્ણયની આખા સૌરાષ્ટ્રને વાટ હતી કે હવે શું નું શું થશે ? સામે પક્ષે કાઠી જ્ઞાતિ પણ વિમાસણમાં મૂકાઇ ગઇ હતી કે શું પળવારનાં નિર્ણયમાં પૂર્વોજોનાં ૪૦૦ વર્ષનાં પરાક્રમે મેળવેલો ગરાસ મુકાવી દેશે ?

આવા સમયે મુત્સદી અને ઠરેલ બુધ્ધિનાં કાઠી ગલઢેરાઓએ રસ્તો દેખાડયો કે ચાલો હવે આપણે પાળિયાદનાં વિસામણ બાપુનાં પગે પડીએ  અને એ જે નિર્ણય આપે તેમ કરીએ. બધા પાળિયાદ આપા વિસામણ બાપુ પાસે ગયા અને ભાવનગરની આખી કોમ પ્રત્યેની આવી દુશ્મનાવટની વાત કરી. વિસામણ બાપુકહે અરે ! એવુ થોડુ બને કે કાઠી કોમને દેશવટો અપાય ?

વિસામણ બાપુ કહે એવું તો નહીં બને પણ આપણે ઠાકર આગળ પસ્તાવો કરીએ અને હવેથી આપણું જીવન બદલી નાંખવુ અને બીજાને પણ એ રસ્તે દોરી જવા, આથી કાઠી ડાયરાઓએ જગ્યામાં ઠાકર પાસે માંગણી કરી. હવે તો ભાવનગરમાં નિર્ણય થવાને થોડો જ સમય બાકી રહયો છે, ત્યારે વિસામણ બાપુનાં ભગત વઢવાણ ઠાકોરસાહેબ પૃથ્વીરાજજી પાળિયાદ આવ્યા અને વિસામણ બાપુને કહે બાપુ આખી કોમને દેશવટો દેવાય એ આપના બેઠા બેઠા થોડુ જોવાય.

પૃથ્વીરાજજી કહે હું કાલે ભાવનગર જવાનો છું.[૧૨૫] પણ ભાવનગરનાં આવા અમાનવીય કઠોર નિર્ણયનો વિરોધ કરીશ કે આવુ થોડુ કરાય ? વિસામણ બાપુ કહે ‘જાવ પથુભા ઠાકર તમને સહાય કરશે.’[૧૨૬]

ભાવનગરમાં સભા મળી દરેક રજવાડાએ કાઠીને ધરમૂળમાંથી કાઢી નાખવા જાતજાતનાં વ્યુહો બતાવ્યા હશે ત્યારે વઢવાણ ઠાકોર સાહેબ પૃથ્વીરાજજી બોલ્યા શું એ શકય બને, એ શું કામ લડે છે ? એ જાણો એ કાંઇ સીધી રીતે ભાગી જાય એવા પોચટ નથી અને  સૌરાષ્ટ્રની પ્રજા સાથે તેને પણ રખાવટનાં સબંધો છે, લોકો તેને પણ મદદ કરશે. છેલ્લે તો પથુભા બોલ્યા કે



સૌરાષ્ટ્રનાં સમસ્ત કાઠીઓને હું મારા રાજમાં વસાવીસ પણ આવા કાર્યમાં સાથ તો નહીં જ આપુ એટલું કહી સભા છોડી ચાલ્યા ગયા હતા.

આવો પ્રેમ વઢવાણને કાઠીઓ માટે હતો પછી તો સભામાં કોઇ નિર્ણય લેવાયો નહીં અને આખરે કાઠીઓ અને ભાવનગર વચ્ચે સમાધાન થયુ. કાઠી કોમનું ભલુ આપા વિસામણનાં એક ચમત્કારે થયુ હતુ એવું બુઝુર્ગો ખૂબ જ શ્રધ્ધાથી માની રહયા છે.

ત્યારપછી ત્રણ ગામનાં ખુમાણોએ વખતસિંહજીની સાથે સમાધાન કરી લીધુ અને હાદા ખુમાણને જીવાઇમાં બાબરિયા ધાર અને બરફટાણા વગેરે બાર ગામો આપી વખતસિંહજીએ સમાધાન કર્યુ.

વખતસિંહજીએ મહુવા ઉપર ચડાઇ કરી ત્યારે શરૂઆતમાં તેની સામે જસો ખસિયો વીરતાથી લડયો પણ આખરે હારી જતા તે રાજુલામાં ધાખડાઓનાં આશ્રયે ગયો ત્યારે વખતસિંહજીએ રાજુલા ઉપર ચડાઇ કરી અને ભોળા ધાખડા પાસે પોતાના દુશ્મન જસા ખસિયાને સોંપી દેવાનું કહેરાવ્યુ પરંતુ ભોળા ધાખડાએ વખતસિંહજીનાં એ પ્રસ્તાવને સ્વીકાર્યો નહીં, તેથી વખતસિંહજીએ રાજુલા જીતી લીધુ ત્યારે ધાખડાઓ ડેડાણનાં દંતા કોટીલાને ત્યાં જતા રહયા ત્યારે વખતસિંહજીએ ડેડાણ પણ જીતી લીધુ પરંતુ વખતસિંહજીએ દંતાકોટીલાનાં સારી ચાલચલગતનાં જામીન લઇ તેની જાગીર કોટીલાઓને પાછી સોપી દીધી અને વખતસિંહજીને પ્રસન્ન રાખવા નજરાણામાં એક ઘોડો ભેટ આપ્યો.

રાજુલાનો મામૈયો ધાખડો અને ભોળો ધાખડો બન્ને ભાઇઓ હતા તેઓ ભાવનગરની સત્તા રાજુલામાંથી નાબૂદ કરવા માંગતા હતા અને તેમણે જૂનાગઢની મદદથી રાજુલામાંથી ભાવનગરનું થાણુ ઉઠાડી મુકયુ અને રાજુલાનો કબ્જો ધાખડાઓએ લઇ લીધો.

ભાવનગરનાં શત્રુઓ ખાચર, ખુમાણ, વાળાની સાથે જૂનાગઢનાં નવાબ હામદખાન હતા. તેમને કાઠીઓએ હવે ભાવનગર ઉપર ચડાઇ કરવાની સલાહ આપી તે વાત નવાબને ગળે ઉતરી ગઇ તેથી અને કાઠીઓની સંયુકત ફોજે ભાવનગર ઉપર ચડાઇ કરવાની તૈયારી કરી ત્યારે વરલ આગળ ભાવનગર અને જૂનાગઢની ફોજ સામસામી મળી પરંતુ ત્યાંની લડાઇમાં કોઇની હારજીતનો નિર્ણય થયો નહિ ત્યારે વખતસિંહજીનાં બનેવી અને પોરબંદરનાં રાણા જીયાજીએ વચ્ચે પડીને સમાધાન કરાવ્યુ. એ સમાધાનમાં એમ નકકી કરવામાં આવ્યુ કે કુંડલા, લીલીયા, રાજુલા વગેરે ગામ ઉપર કોઇપણ પ્રકારનો હકક રાખવો નહી અને ભાવનગરે જૂનાગઢ નવાબે જોરતલબી આપવી. આ સમાધાન સમયે ચિતલનાં કુંપાવાળાએ વખતસિંહજી સાથે સમાધાન કરવાની તૈયારી બતાવી આથી મુત્સદી એવા વખતસિંહજીએ વિચાર કર્યો કે કાઠીઓની શત્રુતાથી જૂનાગઢને વારંવાર વચ્ચે આવવુ ફાવે છે માટે જૂનાગઢ સાથેની દુશ્મનાવટ ટાળવા તેમણે કાઠીઓ સાથે સમાધાન કરી લીધુ.

જસદણનાં વાજસુર ખાચરે પણ ભાવનગર સાથે સમાધાન કર્યુ પણ આજ સુધી મુલકનાં માલને જકાત વિના ભાવનગરમાં લઇ જવા દેતા હતા તે હક તેમની પાસેથી વખતસિંહજીએ છીનવી લીધો એ જ રીતે ગઢડા, બોટાદનાં ખાચરોને પણ ઇ.સ. ૧૭૯૮માં તેમનાં મુલકમાં કેટલાક હકો આપવામાં આવ્યા.

ઇ.સ. ૧૮૧૬માં વખતસિંહજીનું અવસાન થયુ અને ભાવનગરની ગાદીએ વિજયસિંહજી ઉર્ફે વજેસિંહજી આવ્યા. તેમને ખુમાણોએ ઓછા ભયંકર માન્યા એ સમયે ખુમાણોને ભાવનગરે જે ગામો આપ્યા હતા તે બાબતે તકરાર થઇ ત્યારે હાદા ખુમાણ પોતાના દીકરા જોગીદાસને લઇ બહારવટે નીકળ્યા અને કુંડલા પરગણાનાં કેટલાક ગામો બાબરિયાધાર, બરફટાણા, મિતીયાળા, નેસડીને લુંટયા અને સળગાવ્યા. આ વાતની કુંડલા થાણાનાં સિપાઇઓને ખબર પડી ત્યારે તેઓએ કાઠીઓનો પીછો કર્યો અને તેમની સાથે લાઠી અને અમરેલીનાં સૈન્યો પણ જોડાયા પરંતુ હાદો ખુમાણ અને જોગીદાસ ખુમાણ તો ગિરમાં પહોંચી ગયા, ત્યારે હાદા ખુમાણનો મોટો પુત્ર ઘેલો ખુમાણ(ગેલો) અશકત હોવાથી તેણે લીલીયા તાબાનાં આંબા ગામમાં આશરો લીધો આથી પીછો કરનારાઓ તે દિશામાં વળ્યા અને ત્યાં લડાયેલા યુધ્ધમાં લાઠીની ટુકડી દ્વારા ઘેલો ખુમાણ મરાયો. એ કારણથી ખુમાણો આજ સુધી લાઠીનું પાણી પીતા નથી. આ સમાચાર ગીરમાં છુપાયેલા હાદા ખુમાણને મળ્યા ત્યારે તેમણે ઇ.સ. ૧૮૨૧માં વંડા ઉપર હુમલો કર્યો, ત્યાર બાદ જોગીદાસ ખુમાણનાં પુત્ર માણસુર ખુમાણ કુંડલાની ટુકડીની

ગોળીથી મરાયા જેમની ખાંભી અને કોઠો ધારી પાસે ખીસરી ગામે આવેલ છે.[૧૨૭]

માણસુર ખુમાણનાં મૃત્યુ પછી ખુમાણો વધુ ખીજાયા અને ભાવનગર રાજયનાં ગામો ભાંગવા માંડયા આથી અંગ્રેજ અધિકારી કેપ્ટન બેલેન્ટાઈને વિજયસિંહજીને આ ખુમાણ બહારવટિયાઓને પકડી પાડવા જણાવ્યુ, ત્યારે ભાવનગરે બ્રિટીશ લશ્કરની મદદ માંગી આથી કર્નલ સ્ટેનહોપ લશ્કર લઈ બગસરા આવ્યા. કર્નલ સ્ટેનહોપે ખુમાણ બહારવટિયાઓ સાથે વાટાઘાટો શરૂ કરી પરંતુ બહારવટિયાઓએ કહયુ કે 'કારભારી જીભાઈ રાઘવજીને કાઢી મૂકો તો જ સમાધાન કરીએ' આથી જીભાઈને છુટા કરી દેવામાં આવ્યા.[૧૨૮] ત્યારબાદ બહારવટાનું સમાધાન માટે લાંબી ચર્ચા થઈ અને એ ચર્ચાનો મુસદો પોલીટીકલ એજન્ટે અંગ્રેજ સરકારને લખી મોકલ્યો ત્યારે અંગ્રેજ સરકારે એવો અભિપ્રાય આપ્યો કે ખુમાણોમાંથી કેટલાકે ખૂન કરેલા છે આથી સમાધાન થઈ શકે એવુ નથી.[૧૨૯]

ત્યારે આખરે પોલીટીકલ એજન્ટે ખુમાણ બહારવટિયાઓને પુરી રીતે હરાવવા જણાવ્યુ. આથી હાદા ખુમાણ અને જોગીદાસ ખુમાણ વધુને વધુ આક્રમક બનતા ગયા. આ ખુમાણોને જેતપુરનાં વાળાઓ ગુપ્ત રીતે મદદ આપતા હતા પણ એ વાતનાં ચોકકસ પુરાવાઓ પોલીટીકલ એજન્ટો પાસે આવતા ન હતા ત્યારે સીબંદીનાં માણસોનાં હાથે જેતપુર તાબાનાં વલારડી ગામેથી જોગીદાસ ખુમાણનાં પુત્રો હરસૂર ખુમાણ અને ગોલણ ખુમાણ અને દીકરી કમરીબાઈને પકડી લીધા ત્યારે વલારડીથી બહારવટિયાની પાછળ સૈન્ય ઘુઘરાળા(તા. બાબરા) ગયુ જયાં હાદા ખુમાણ અને હિપો ચારણ સંતાયા હતા તેમને ઘંઉની વાડીમાંથી બહાર કાઢી શરણે આવવા જણાવ્યુ પરંતુ હાદા ખુમાણે શરણાગતિ સ્વીકારી નહીં અને તેઓ ભાવનગરની ફોજ સાથે લડતા લડતા ત્યાંજ મરાઈ ગયા, સાથે હિપો ચારણ પણ મરાયો આજે પણ ઘુઘરાળાનાં પાદરમાં હાદા ખુમાણની ખાંભી ઉભી છે તેના ઉપર એક મંદિર બનાવવામાં આવ્યુ છે. ઘુઘરાળાથી ભાવનગરનાં સરદાર વજુભાઈ પરમારે હાદા ખુમાણ  અને હીપા ચારણાનાં મસ્તકો ભાવનગરને મોકલી આપ્યા.

વલારડીથી જોગીદાસ ખુમાણનાં ત્રણ સંતાનો જે પકડાયા હતા તેને ભાવનગર લઈ જવામાં આવ્યા ત્યાં તેને રાજરીતથી રાખવામાં આવતા હતા. આ બાળકોને માતાની ખોટ ન લાગે એટલે જોગીદાસનાં પત્નિને પણ ત્યાં તેડાવી લીધા હતા અને જોગીદાસના પુત્રી કમરીબાઈનાં લગ્ન ભાવનગર મહારાજાએ ડેડાણનાં કોટીલામાં કરાવ્યા અને એક લાખનો દાયજો આપ્યો હતો. વિજયસિંહજીએ મેરામ ખુમાણનાં મર્મ વેણથી હાદા ખુમાણનું કુંડલા જઈને કારજ પણ કર્યુ હતુ.

વિજયસિંહજીએ કેપ્ટન બાર્નવેલને પોતાની સફળતાની જાણ કરી તેમજ દુશ્મનને સહાય કરવાના જેતપુરનાં વાળાઓનાં વર્તનની જાણ કરી આથી કેપ્ટન બાર્નવેલે તરત જ મૂળુવાળા અને બીજા જેતપુરનાં ભાગદારોને હાજર થવા ફરમાન મોકલ્યુ અને તેઓની અટકાયત કરી. જેતપુરની જાગીર ઉપર  જપ્તી મૂકી ત્યાં ૫૦૦ સૈનિકો સાથે સેવકરામ દેસાઈની નિમણુંક કરી અને પોલીટીકલ એજન્ટે જેતપુર વાળા ગરાસદારોને ખૂબ ધમકાવ્યા. આથી જેતપુરનાં વાળાઓએ પોલીટીકલ એજન્ટ બાર્નવેલને ખુમાણ બહારવટિયાને પકડીને સોંપી આપવાની કબૂલાત આપી.

જેતપુરનાં તાલુકદારોએ ખુમાણ બહારવટિયાઓને પછી કેપ્ટન બાર્નવેલ સમક્ષ રજૂ કર્યા અને તેમને રાજકોટ જેલમાં રાખવામાં આવ્યા હતા. ત્યાં જેલમાં જોગીદાસ ખુમાણ, વીરો ખુમાણ, પીઠો ખુમાણ, ભીમ ખુમાણ, લાખો ખુમાણ રહયા તેમાં જેલવાસ દરમ્યાન જ વીરા ખુમાણ અને પીઠા ખુમાણનું ત્યાં જ મૃત્યુ થયુ.[૧૩૦] ત્યારબાદ કાઠિયાવાડનાં નીચેના તાલુકદારોએ જેતપુરનાં વિકમસી વાળા, જસદણનાં ચેલા ખાચર, ભડલીનાં ભાણ ખાચર, બગસરાનાં હરસુરવાળા અને ડેડાણનાં દંતાકોટીલા વગેરેની ફેલફીતુર બાબત જામીનગીરી લઈ એવી શરત કરવામાં આવી કે ભાવનગર જઈ ભાવનગરનાં વિજયસિંહજીનું જામીનખત  લાવી આપી  તેવો જામીનગીરીમાંથી છુટશે. પછી ઈ.સ. ૧૮૨૪માં ઉપરોકત કાઠી ગરાસદારો અને બહારવટિયાઓ ભાવનગર ગયા અને સમાધાન અંગે લાંબી ચર્ચા વિચારણા થઈ પણ સમાધાન ન થયુ આથી ખુમાણો વધુ ક્રોધે ભરાયા અને તેમને સૌપ્રથમ રાજુલા તેમજ કુંડલા પરગણાઓમાં ધમરોળ મચાવી.

ખુમાણ બહારવટિયાઓએ તે પછી જેસર ભાંગ્યુ, જયાં યુદ્ધ થયુ તેમાં મિતીયાળા પાસે ઘેલા ખુમાણનો પુત્ર ચાંપો ખુમાણ મરાયો. એ પછી ખુમાણોએ ધારૂકા, પીપરાળી, કનાડ, નાગધણીબા, હળિયાદ વગેરે ભાંગ્યા. પાલિતાણા પાસે



ભાવનગરની ફોજ સાથેની ઝપાઝપીમાં કાથડ ગોવાળિયા દ્વારા ભોજ ખુમાણનો પુત્ર એભલ ખુમાણ મરાયો. આ પછી વિજયસિંહજીએ સમાધાનનો ઈન્કાર કરતા હોવાથી જોગીદાસે પોતે જ ભાવનગર શહેરને લુંટવાની યોજના બનાવી હતી. આ માટે જોગીદાસે ખુમાણે, વાળાઓ અને ઓઘડ અને માત્રા નાજાણીને બોલાવ્યા અને બધાને ભેગા કરીને પાલિતાણા પડાવ નાંખ્યો ત્યારે પાલિતાણાનાં કાંધોજી ગોહિલે તેમને માણસો અને માલસામાનની મદદ કરી. પછી વિજયસિંહ અને બહારવટિયાઓ વચ્ચે શેત્રુંજી નદીને કિનારે યુદ્ધ થયુ તેમાં ૨૦ થી ૨૫ કાઠીઓ મરાયા તે પછી ઈ.સ. ૧૮૨૫માં જોગીદાસે હળિયાદ ઉપર હુમલો કર્યો અને ત્યાંના પોલીસ પટેલને માર્યો એ પછી રાજપૂત સૈન્યને હરાવી સિહોરને ધમરોળ્યુ આ જ સમયમાં દિહોર પણ ભાંગ્યુ.

ખુમાણ બહારવટિયાઓનાં બે બે પેઢીનાં બહારવટાથી વિજયસિંહજી તથા પ્રજા બધા જ કંટાળી ગયા હતા. આથી તેમણે ઈ.સ. ૧૮૭૮માં કાઠી તાલુકદારો દ્વારા જોગીદાસ ખુમાણને સમાધાન માટે કહેણ મોકલાવ્યુ કે જો તમે ભાવનગર આવો તો હું તમારી સાથે સમાધાન કરવા તૈયાર છું. આથી કાઠી તાલુકદાર ઈ.સ. ૧૮૨૮માં જોગીદાસ ખુમાણને લઈ ભાવનગર આવ્યા અને દીવાન પરમાણંદદાસનાં સમયમાં આ સમાધાન નકકી કરવામાં આવ્યુ. જે સમાધાનની શરતો ઈ.સ. ૧૮૨૯માં નીચે મુજબની નકકી કરવામાં આવી હતી. કાઠીઓએ નુકશાનીનાં વળતર રૂપે નીચેના ગામો આપવા પડયા. નેસડીમાં અડધો ભાગ, આખુ જીરા ગામ, વિજપડીનો ચોથો ભાગ, ભમોદરા મોટાનો ચોથો ભાગ, મિતાણા, આંબરડી, ભમોદરા નાના અને દોલતી ગામનો અડધો ભાગ તથા બાકીનામાંથી ભમોદરા મોટાનો ત્રણ ચતુર્થાંસ ભાગ. તે સમયનાં પોલીટીકલ એજન્ટે આ એગ્રીમેન્ટ મુંબઈ સરકારને સૂચનો માટે મોકલ્યુ અને ત્યાં તેને મંજુરી મળી.

આ ખુમાણોનાં બહારવટા ને હિસાબે ભાવનગર રાજયને ખૂબ જ નુકસાન થયુ હતુ. ભાવનગર રાજયનો વ્યાપાર અને ખેતી ભાંગી નાખ્યા હતા. ભાવનગરનાં બંદરેથી કોઈ વહાણો મુંબઈ જઈ શકતા ન હતા. પ્રજાને પણ ખૂબ પરેશાની ભોગવવી પડતી. ખેડૂતો ખેતી કરી શકતા ન હતા પરંતુ એટલુ ચોકકસ કે આ બહારવટિયાઓએ કયારેય ભાવનગર રાજય સિવાય કાંઈ પણ પ્રજાજનને હેરાન પરેશાન કર્યા ન હતા. ખુમાણ બહારવટિયાઓએ ભાવનગર સામે લગભગ ૪૫ વર્ષ સુધી સંઘર્ષ કરી તેમાં તેમને પણ ખૂબ ખુમારી અને અસંખ્ય બલિદાનો દેવા પડયા હતા. જેમાં હાદા ખુમાણ, ઘેલો ખુમાણ, ચાંપો ખુમાણ, માણસુર ખુમાણ, પીઠો ખુમાણ, વીરો ખુમાણ, એભલ ખુમાણ જેવા બહારવટિયાનાં તથા અંગત કુટુંબીજનોનોભોગ લેવાયો પણ તેમ છતાં આ ખુમાણ બહારવટિયાઓ અને ગોહિલો વચ્ચે જે સંઘર્ષ ચાલ્યો તેમાં એક બીજાએ એક બીજાને ઉજળા કરી પોતાની ખાનદાનીનો પરિચય કરાવ્યો તેને આજે પણ લોકો લોકકથાઓમાં જાળવી રહયા છે. ખુમાણોના સમાધાન પછીતો કાઠીઓ અને ભાવનગરને ખૂબ જ સારા સંબધો બંધાયા હતા અને સાવરકુંડલાની પીઠા ખુમાણ બોર્ડિંગ સ્થાપવામાં પણ મદદ કરી હતી. ભાવસિંહજી બીજા(ઈ.સ.૧૮૯૬થી૧૯૧૯) પીઠાખુમાણને (સેલણા)કાકાસાહેબ કહીને બોલાવતા હતા.

લાખા ગોવાળિયાએ ચોક તથા હાથસણી ભાંગ્યા અને ત્યાં રંજાડ કરી ત્યારે તળાજાના વાળાની દીકરી જેનું મોસાળ હાથસણીમાં હતું અને તેની સગાઈ ભાવનગર થઈ હતી. હાથસણી ગામ ભાંગતી વખતે વાળા બહેને લાખા ગોવાળિયાને કહ્યું કે આપણે બન્ને વાળાના સંતાનો છીએ. તેથી તમે મારા ભાઈ ગણાવ, તેથી મારા મામાનું ઘર લુંટતા નહીં નહિતર અમારી આબરૂ જશે. તેથી લાખા ગોવાળિયાએ વાળા બહેનના મામાનું ઘર લુંટયું નહીં અને ખુદ તેના મામાના ઘર આડો ઉભો રહી તેના ઘરનું રક્ષાણ કરી બહેનનું વચન પાળ્યું. પછી જ્યારે વાળાની કુંવરી પરણીને ભાવનગર ગયા ત્યારે તેણે લાખા ગોવાળિયાને મહારાજા પાસે બોલાવી તેની પ્રશંસા કરી અને હાથસણીમાં કરેલી મદદ અને વચન પાળ્યા તેથી ઠાકોર સાહેબે તેને લાખણકા અને જુનવદર બે ગામો બક્ષીસ આપ્યા. તેથી ગોવાળિયા અને ભાવનગરને સારા સંબંધો બંધાયા, ત્યારથી ગોવાળિયા ભાવનગરના પક્ષે રહી લડયા હતા.

ભાવનગર રાજ્યની ફોજમાં કાઠીઓ પણ હતા. ચિત્તલની લડાઈ અને અન્ય કાઠીઓ સાથેની લડાઈમાં આ ગોવાળિયાઓ ભાવનગરને વફાદાર રહ્યા હતા. તેથી તેમને ભાવનગરની સેવાના બદલામાં લાખણકા, જુનવદર, રતનપર, હોળાયા, ધ્રુફણિયા,

અડધુ ગાળા(સામુગામ) સજેલી, વજેલી અને રાયપર વગેરે ગામો આપ્યા હતા. આ બાબતે કરિયાણાના વીરાભાઈ રામભાઈ ખાચર ઘણી માહિતી ધરાવે છે.

લાઠી ભાયાત હનુભાને લીંબડા ગામનો ગરાસ મળ્યો હતો, તેમણે ધોબાના પીઠા સાંડસુર નામના એક કાઠીને મારી નાંખ્યો હતો, પછી હનુભા કાઠીને માટે અપશબ્દો વાપરતા તેથી જેઠા ગોવાળિયાએ હનુભાને મારી નાંખ્યા હતા.

માંચા લાખા ગોવાળિયાએ બહુ ચપળ સવાર હતો અને તે પોતાના ભાયાતો સામે ભાવનગરના પક્ષમાં રહી ચિત્તલની લડાઈમાં લડ્યો હતો, તેનું પાત્રીસ વર્ષની ઉંમરે મૃત્યુ થયું હતું. માંચા ગોવાળિયાને ત્રણ દીકરા હતા (૧) કાથડ (૨) મેરામ (૩) લાખો. તેમાં લાખો અને મેરામ પણ ચિત્તલની લડાઈમાં હતા એટલું જ નહીં પણ ગઢડાના જીવાખાચર અને માંચાનો ભાઈ સોમલો પણ ભેગો હતો.[૧૩૧] એમાના સોમલા અને મેરામ તથા જેઠા ગોવાળિયાના બહાદૂરીના ચારણોએ ઘણા કવિતો બનાવ્યા છે.

## પાલીતાણા

પાલીતાણા રાજ્ય એ ગોહિલ રાજવંશનું સિહોરની શાખામાંથી નીકળેલુ રાજ્ય હતુ. સૌરાષ્ટ્રનાં ગોહિલોનાં મૂળ પુરૂષ સેજકજીનાં જે ત્રણ પુત્રો હતા તેમાના એક શાહજી હતા તેમને માંડવી ચોવીસીની જાગીર મળી હતી પછી તેમણે ગારિયાધાર રાજધાની સ્થાપી હતી. પાલીતાણા રાજ્યનાં સોળમાં શાસક પૃથ્વીરાજજી (ઈ.સ. ૧૬૯૭ થી ૧૭૩૪)એ ગોરી બેલમ પાસેથી પાલીતાણા મેળવી તેણે ગારિયાધારમાંથી રાજધાની પાલીતાણા ફેરવી હતી. પાલીતાણા રાજવંશમાં શાહજીથી માંડીને ઈ.સ. ૧૯૪૮ સુધીમાં બહાદૂરસિંહજી સુધીનાં કુલ ૨૫ શાસકો થયા છે. આ પાલીતાણા રાજ્ય સાથે કાઠીઓને વિવિધ પ્રકારનાં સબંધો રહયા છે.

પાલીતાણા રાજ્યનાં ૧૦માં શાસક નોંધણજી બીજા (ઈ.સ. ૧૫૭૯ થી ૧૬૩૧)થી કાઠીઓની પાલીતાણા રાજ્ય સાથે સંઘર્ષમાં આવવાની શરૂઆત થઈ હતી. જયારે પાલીતાણાની રાજધાની ગારિયાધાર હતી ત્યારે નોંધણજી સાથે લોમા ખુમાણને વેર બંધાયુ હતુ, પહેલા તો આ બન્ને પાકા મિત્રો હતા પરંતુ તેમાં એક પ્રસંગ બન્યો કે તે બન્નેની મિત્રતા દુશ્મનાવટમાં ફેરવાઈ ગઈ. મારવાડથી ગોહિલોનો દશોંદી ગારિયાધાર આવ્યો અને તેણે નોંધણજીની બિરદાવલી ગાઈ ત્યારે નોંધણજીએ ખુશ થઈ જે માંગવુ હોય તે માંગવા કહયુ ત્યારે પહેલાએ સવા લાખ પસાવનું દાન માંગ્યુ પરંતુ એ દાનમાં હાથીની જરૂર પડે તેમ હતી જયારે નોંધણજી પાસે હાથી ન હતો પણ લોમાખુમાણની પાસે હાથી હતો તેથી નોંધણજીએ કુમાર અરજાણજીને હાથી લેવા માટે મોકલ્યા પણ લોમા ખુમાણે હાથી આપવાની ના પાડી અને તેનું અપમાન કર્યુ. આથી અરજાણજી બળજબરીથી લોમા ખુમાણનો હાથી લઈ આવ્યા તેથી લોમો ખુમાણ મોટી સેના લઈ ગારિયાધાર પર ચડી આવ્યા અને કાઠીઓ અને ગોહિલો વચ્ચે જબરી લડાઈ થઈ જેમાં લોમા ખુમાણનો વિજય થયો.

આ યુદ્ધમાં નોંધણજીનાં પાંચ દીકરાઓ મૃત્યુ પામ્યા અને નોંધણજી પણ ઘાયલ થયા અને સિહોરનાં શાસક ધુનાજી ગોહિલનાં આશ્રયે ગયા ત્યારે લોમા ખુમાણનાં લશ્કરે તેનોપીછો પકડયો અને લોમા ખુમાણની સાથે લડતા લડતા ધુનાજી પણ મરાયા. આથી નોંધણજી બીજા ત્યાંથી ભાગીને જવાસાનાં ચૌહાણ ઠાકોરની પુત્રીને પરણી ત્યાં જ રહી ગયા અને યોગ્ય તકની રાહ જોઈ પછી તક મળતા પાછુ ગારિયાધાર તેણે લોમા ખુમાણ પાસેથી જીતી લીધુ હતુ. ત્યાર બાદ લોમા ખુમાણે અવારનવાર ગારિયાધાર લેવા પ્રયત્નો કર્યા પરંતુ તેમાં લોમો ખુમાણ સફળ થયો નહીં.

ઈ.સ. ૧૬૧૯માં લોમા ખુમાણે જે ગારિયાધાર જીતી લીધુ હતુ તે પાછુ નોધણજી બીજાએ સિહોરનાં અખેરાજજીની મદદથી ગારિયાધાર પાછુ પણ મેળવ્યુ ત્યારે લોમા ખુમાણ સાથે સમાધાન કરવામાં આવ્યુ અને તેમને રાણીગામ આપવામાં આવ્યુ હતુ.

પાલીતાણા રાજ્યનાં ૧૩માં શાસક સવોજી બીજાને (ઈ.સ. ૧૬૬૫થી ૧૬૭૬) કુંપા ખુમાણે લડાઈમાં ખારા ગામ પાસે મારી નાંખ્યા. વિસામણ ખુમાણનાં પુત્ર માણસુરે આસોદર ઉપર શાસન કર્યુ પછી તેનો પુત્ર લુણો અને લુણાનો પુત્ર ઓઢો ખુમાણ વારસદાર બન્યો. ઈ.સ. ૧૭૬૬માં પાલીતાણાનાં ઠાકોર સાહેબ સરતાનજીને(ઈ.સ. ૧૭૩૪થી ૧૭૬૬)



પાલીતાણામાં તેના એક ભાયાત અલુજીએ કપટથી મરાવ્યા અને ગાદી પડાવી લીધી પરંતુ થોડા જ સમય પછી આસોદરનાં ઓઢા ખુમાણે અને દામનગરનાં રતનજી રાજગોરે સરતાનજીનાં ભાઈ ઉનડજીને ફરીથી ગાદીએ બેસાડયા તેનો એક દુહો મળે છે.

પાલીતાણાને પાટ ઠાકોર ઉનડ થાપીયા
હરચંદ વાલા હા અલુના કીધા ઓઢિયા[૧૩૨]

પાલીતાણાનાં ૧૯માં શાસક ઉનડજીએ (ઈ.સ. ૧૭૬૬થી ૧૮૨૦) ભાવનગર રાજ્ય સામે જયારે બહારવટે ચડયા હતા ત્યારે સિહોર સાથેનાં ૨૦૦ વર્ષ જૂના વેરનો બદલો લેવા માટે તેમણે ખુમાણ બહારવટિયાઓને મદદ કરી હતી.

જયારે કાઠીઓ ચિતલની લડાઈમાં હારીને નાસીપાસ થઈ ગયા હતા અને ખુમાણ બહારવટિયાઓ ગિરમાં ભરાયા હતા ત્યારે આ કાઠીઓને સિહોર પર આક્રમણ કરવાની ઈચ્છા હતી ત્યારે ઉનડજીએ ૧૦ હજારનું લશ્કર ભેગુ કર્યુ હતુ તેની મદદ લઈ કાઠીઓ સિહોર કબ્જે કરવાના હતા ત્યારે તેણે શરૂઆતનાં પગલા રૂપે ટાણા અને વરલ ગામ લુંટવાનુ નકકી કર્યુ એ પછી ટાણા પાસે બન્ને લશ્કરો ભેગા થઈ ગયા જેમાં એક કાઠી ખુમાણ સરદાર મરાય જતા કાઠીઓ તેનું શબ લેવા માટે અધીરા બન્યા. અહીં કાઠીઓની ભૂલ એ થઈ કે કાઠીઓ મૃત્યુ પામેલા સરદારનું શબ લેવા માટે ચાલુ લડાઈએ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને શબ લેવાની તજવીજમાં પડયા આ ભૂલનો લાભ ગોહિલ લશ્કરનાં સરદાર રાયમલજીએ લીધો અને પોતાના બધા દળ સહિત હુમલો કરી કાઠીઓને વિખેરી નાંખ્યા આથી પાલીતાણાનું લશ્કર પણ તેમના સરદારની ગેરહાજરીને લીધે તથા કાઠીઓની આવી ભૂલને હિસાબે ડરી જઈ નાસી ગયુ. આ ઘટના ઈ.સ. ૧૭૯૪માં બની હતી.[૧૩૩]

આથી મૂળુ ખુમાણ અને હાદા ખુમાણ પોતાની ભૂલનાં હિસાબે જીતેલી બાજી હારીને પાછા ગિરમાં ભાગી ગયા ત્યાં રસ્તામાં મૂળુ ખુમાણનું પણ અવસાન થતા તેની રહીસહી આશા પણ થોડો સમય રાખમાં દટાય ગઈ. ઉનડજીને તેમના ભાયાતો એવા વનાણીઓ ઉનડજીની વિરૂધ્ધ વખતસિંહજીને મદદ કરતા હતા તેથી ઉનડજીએ તેઓને સબક શીખવવા કાઠીઓને ઉશ્કેર્યા અને વનાણીઓનાં ગામમાં ત્રાસ ફેલાવ્યો, ત્યારે વનાણીઓએ કાઠી વિરૂધ્ધ વખતસિંહજીને ફરિયાદ કરી અને તેમને મદદ કરવાની વિનંતી કરી આથી ભાવનગરનાં લશ્કરે આંબલા, જીંથરી, બજુક વગેરે ગામોમાંથી કાઠીઓને હાંકી કાઢયા.[૧૩૪]

પાલીતાણાનાં ૨૦માં શાસક કાંધોજી જથાનાં (ઈ.સ. ૧૮૨૦થી ૧૮૪૦)સમયમાં જોગીદાસે ભાવનગર લુંટવાની યોજના વિચારી હતી. આ હેતુ તેમણે તમામ ખુમાણો અને વાળાઓને એકત્રીત કર્યા. હાલરિયાનાં ઓઘડ અને માત્રા નાજાણી તથા બીજા જે જૂનાગઢ સામે હતા તેમને પણ બોલાવ્યા. આ બધાને ભેગા કરી પાલીતાણા પડાવ નાંખ્યો. પાલીતાણાના કાંધોજી ગોહિલે માણસો અને માલસામાનની મદદ કરી અને ભાવનગર અને કાઠીઓ વચ્ચે જે લડાઈ થઈ તેમાં ૨૦ થી ૨૫ કાઠીઓ મરાયા.

મોણપુરનાં સાદુળ ખસિયાએ અને ચરખાનાં ચાંપરાજવાળાએ શેત્રુંજય ડુંગર ઉપરનાં મંદિરો લુંટયા હતા ત્યારે પાલીતાણાના ૨૦માં શાસક કાંધોજી જથા ડઘાઈ ગયા હતા. થાણા દેવળી દરબારશ્રી લક્ષ્મણવાળાને પાલીતાણાનાં ૨૩માં શાસક સૂરસિંહજી સાથે ખૂબ સારા સબંધો હતા અને તેઓ અવારનવાર પાલીતાણા જાય ત્યારે એકાદ બે માસ સુધી ત્યાં રોકાતા હતા. પાલીતાણા રાજ્યનાં દરેક શુભપ્રસંગોએ થાણા દેવળી રાજ્ય કિમંતી પોશાક ભેટ મોકલતુ હતુ જયારે સુરસિંહજી અવસાન પામ્યા ત્યારે પોતાની જીંદગીનાં સાચા મિત્ર ગુમાવતા લક્ષ્મણવાળાએ ઘણો જ શોક કરી તે દિવસથી કિન્નારી વાળી પાઘડી બાંધવાનું બંધ કરી જીવ્યા ત્યાં સુધી સફેદ પાઘડી જ બાંધી હતી. આવી તે બન્ને વચ્ચેની મિત્રતા અને રખાવટ હતી. જસદણનાં આલા ખાચર પહેલા અને બીજાને પણ પાલીતાણા રાજ્ય સાથે સારા સબંધો હતા. આલા ખાચર બીજાના લગ્નપ્રસંગ અને રાજ્યારોહણ વખતે ઠા. બહાદૂરસિંહજી જસદણ હાજર રહયા હતા.

## લાઠી

સેજકજી ગોહીલના બીજા પુત્ર સારંગજીએ અર્થીલા (લાઠી) રાજ્યની સ્થાપના કરી હતી. લાઠી પણ ગોહીલોનું એક



**લાઠી ઠાકોર સાહેબ સુરસિંહજી (કલાપી) અને હડાળા વાજસુરવાળા, વડિયા બાવાવાળા**

અગત્યનું નાનું એવુ રાજ્ય હતું. સારંગજીથી માંડી ઈ.સ.૧૯૪૭ સુધીમાં પ્રહલાદસિંહજી સુધીના ૨૯ રાજવીઓ ગાદીએ આવ્યા હતા.

લાઠીના ૨૧માં શાસક લાખાજી ત્રીજાએ ભાવનગરના વખતસિંહજીના સમકાલીન હતા, ત્યારે લાઠી આસપાસ કાઠીઓનું જોર હતું અને કહેવાતુ કે ''કોરેમોરે કાઠી અને વચમા આવ્યું લાઠી''[૧૩૫] વળી કાઠીઓથી લાખાજી પણ ડરતા હતા. તેથી તેઓએ તેઓથી બચવા અને લાઠીની આબાદી વધારવા ચિત્તલની લડાઈમાં ભાગ લીધો હતો અને ચાવંડ અને બાબરાના કાઠીઓને હરાવ્યા હતા.

જેતપુર, જસદણના કાઠીઓ લાઠીનો પ્રદેશ વારંવાર આક્રમણ કરી લઈ લેવા માંગતા હતા આથી લાખાજી ત્રીજાએ વખતસિંહજીની મદદ માંગી અને તેઓ લશ્કર લઈ તેઓની મદદે આવ્યા અને કાઠીઓને ત્યાંથી  કાઢી લાઠીને પોતાના રક્ષાણમાં લીધું.

લાઠીના ઠાકોર લાખોજી ચોથા જસદણના ચેલાખાચરને શેરડી ખાવા લઈ ગયા ત્યારે કાઠી ડાયરાને શેરડી મીઠી લાગતા કોઈએ પૂછ્યુ કે આ ખેતરમાં ક્યુ ખાતર નાંખો છો ? તે શેરડી આવી મીઠી થાય છે. ત્યારે લાખાજી ચોથાએ કહ્યું કે તમારા વડવાના માથા વાઢીને ખાતર ભર્યું છે એટલે મીઠી થાય છે. આ જવાબ સાંભળી કાઠીઓએ મોઢામાંનો રસ થુકી નાંખ્યો ત્યારે પણ લાખાજીએ તેની ગંભીરતા સમજી નહીં અને ઉલ્ટાના કહે લાઠીમાં બરછી ઘણી મળે છે એક હોય તો બે બાંધજો. આથી કાઠીઓ અને લાઠી વચ્ચે વેર બંધાયું. લાખાજી અને કાઠીઓ વચ્ચે વેર બંધાવાનું બીજુ એક કારણ એ હતુ કે ચિત્તલની લડાઈમાં પણ લાઠી ગોહીલોના પક્ષે રહી લડ્યું હતું, તેથી પણ કાઠીઓ નારાજ હતા. આ લાખાજીએ લાઠીને કાઠીઓથી સુરક્ષિત રાખ્યું હતું. તેનો ચારણી સાહિત્યમાં પણ ઉલ્લેખ મળે છે. જેમકે,

કાઠી બળ થાક્યા કરી, કટકે ત્રાઠી કેક
(તોય) અણનમ તો ધારી, એક(તારી)લાઠી લાખાણશીયડા
મારૂ માટીવન તણું, બળ દાખવ બળ ફોડ્ય
કાઠી ચારેય કોર(વચ્ચે) લાઠી લાખાણીશીયડા

આ લાખાજી ચોથાએ કાઠીઓ સામે અનેક યુદ્ધો કર્યા હતા.[૧૩૬] લાઠીના ૨૬માં શાસક તખ્તસિંહજી(ઈ.સ.૧૮૬૩ થી



૧૮૭૯)ના સમયમાં તો સૌરાષ્ટ્રમાં યુદ્ધો સાવ નાબૂદ થઈ ગયા હતા અને કોઈ એકબીજા રાજ્યો ઉપર કોઈપણ પ્રકારના હુમલા કરતા નહીં. તેથી કાઠીઓ અને આ લાઠીના ગોહીલો વચ્ચે સારા સંબંધો ગોઠવાવા લાગ્યા હતા. તખ્તસિંહજીના પુત્ર સુરસિંહજી ત્રીજાએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ લીધું હતું ત્યાં તેમને હડાળા દ.શ્રી. વાજસુરવાળાની મૈત્રી બંધાણી. સુરસિંહજી(કલાપી) હડાળા દ.શ્રી વાજસુરવાળા અને વડીયા દ.શ્રી.બાવાવાળાએ ખાસ મિત્રો હતા. સુરસિંહજી ઘણી બાબતોમાં વાજસુરવાળાની સલાહ લઈને જ અગત્યના નિર્ણયો કરતા હતા. વાજસુરવાળા અને સુરસિંહજીની મિત્રતાની યાદગીરીરૂપ હડાળામાં વ્રજસુરેશ્વર મંદિર બંધાવેલ છે.

## ૩.૭ ગાયકવાડ સાથેના સબંધો

વડોદરાનાં ગાયકવાડ રાજવંશની સ્થાપના દામાજી રાવ પહેલાનાં પુત્ર પીલાજી રાવ ગાયકવાડે ઈ.સ. ૧૭૨૧માં કરી હતી. પરંતુ આ પહેલા પણ મરાઠાઓ અને પેશવાના સુબાઓ સૌરાષ્ટ્ર, ગુજરાતમાં અવારનવાર ચડી આવતા હતા ત્યારે મરાઠાઓને સૌરાષ્ટ્રમાં સૌથી વધુ કાઠીઓએ હંફાવ્યા હતા. આથી મરાઠાઓએ જ સૌરાષ્ટ્રને કાઠિયાવાડ નામ આપ્યુ.[૧૩૭] પછીથી ધીરે ધીરે તે અંગ્રેજોએ અને સૌરાષ્ટ્રની આમજનતાએ સ્વીકારી લીધુ.

ગુજરાતમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા મરાઠા સેનાપતિ ખંડેરાવ દાભાડે અને ગાયકવાડ દામાજી ૧લા સૈન્ય સહિત આવ્યા હતા ત્યારથી જ ગુજરાતમાં મરાઠી સત્તાનાં શ્રી ગણેશ સ્થપાયા પછી તો મોગલ સત્તા નબળી પડતા ઈ.સ. ૧૭૫૭માં ત્રીજા પેશવા બાલાજીનાં ભાઈ રઘુનાથ રાવે અને ગાયકવાડ દામાજીરાવ બીજાનાં સંયુકત લશ્કરે અમદાવાદ પણ લઈ લીધુ. ગુજરાતનો સંયુકત કારભાર ચલાવનાર પેશવા અને ગાયકવાડનાં પ્રતિનિધિઓ અમદાવાદમાં રહેતા હતા. પેશવાનો પ્રતિનિધિ ભદ્રમાં રહેતો અને ગાયકવાડનો પ્રતિનિધિ ગાયકવાડની હવેલી નામે ઓળખાતા મકાનમાં રહેતો હતો પછી તો આગળ જતા ગાયકવાડે વડોદરામાં પોતાની રાજધાની સ્થાપી અને સૌરાષ્ટ્રમાં કાઠી જાગીરદારો પાસેથી અમરેલી તાલુકો મેળવ્યો હતો.[૧૩૮]

ગાયકવાડે આગળ જતા અમરેલી આખો પ્રાંત મેળવી લીધો. અમરેલી પ્રાંતમાં પાંચમહાલ  અને ચાર પેટા મહાલ હતા, તેમાં સૌથી અગત્યનાં અમરેલી ઉપરથી પ્રાંતનું નામ રાખવામાં આવ્યુ હતુ. અમરેલી, ધારી, દામનગર, ખાંભા, કોડીનાર વગેરે ગાયકવાડનાં તાબામાં હતા.

ઈ.સ. ૧૭૨૩માં દામાજીરાવ ગાયકવાડ જયારે કાઠિયાવાડમાં આવ્યા ત્યારે અમરેલી ત્રણ જાતનાં લોકોનાં હાથમાં હતુ. (૧) જેબલિયા કાઠીઓ (૨) સૈયદો (૩) જૂનાગઢનો ફોજદાર. આ સમયે દામાજીરાવે ત્રણે પાસેથી ખંડણી ઉઘરાવી ત્યારે સૈયદોને કાઠીઓ ખૂબ હેરાન કરતા હતા આથી સૈયદો જમાબંધી ભરવા અશકત હતા તેથી સૈયદોએ પોતાનો ત્રીજો હિસ્સો ગાયકવાડને સોંપી રક્ષિત થઈ ગયા પરંતુ તે પછી ગાયકવાડે કોઈને કોઈ બહાના હેઠળ સૈયદોની તથા કાઠીઓની જમીન પોતાના હસ્તક લઈ લીધી હતી. ગાયકવાડે અમરેલી પ્રાંત મેળવવા માટે બે ત્રણ રીતો અપનાવી હતી. અમરેલી પ્રાંતનાં આર્થિક રીતે નબળા કાઠી ગરાસદારો જમાબંધી આપી શકતા નહીં ત્યારે તેઓની પાસેથી જમાબંધીનાં બદલામાં જમીનો લઈ લતા હતા.

કાઠીઓમાં ભાઈએ ભાગનો રિવાજ હોવાથી તેના ગરાસો ખૂબ જ નાના ભાગમાં વહેંચાઈને તેની આર્થિક સ્થિતિ ખૂબ જ પાંગળી બની ગઈ હતી. વળી ત્યારે દર બે પાંચ વર્ષે દુષ્કાળો પડતા ત્યારે કાઠી ગરાસિયાઓ પોતાના ગામોનો મોટો ભાગ મોટા રાજયોને આપી દેવાની ફરજ પડતી. આવા સમયે ગાયકવાડનાં પ્રતિનિધિ વિઠલરાવ દીવાનજીએ ઈ.સ. ૧૮૧૩માં મોટો દુષ્કાળ પડતા એ અરસામાં ચાંચઈ, કંટાળા અને ખડાધાર સુધીનો કાઠીઓનો પ્રદેશ મેળવી અમરેલીમાં ભેળવી દીધો હતો.

ખીજડીયા મૂળ કાઠીઓનું ગામ હતુ. વિઠલરાવ દીવાનનાં સમયમાં તે રાતડકા ખાચરનાં તાબામાં હતુ, તેણે ગાયકવાડ સરકારને લખી આપ્યુ હતુ.

શિયાનગરનું જૂનુ નામ મલોંદ હતુ તે ભાવનગર તથા ગઢડાનાં ખાચર કાઠીઓનાં તાબાનું હતુ જયારે ભાવનગર કાઠીઓનો

હિસ્સો પડાવી લેવા માંડયુ ત્યારે કાઠીઓએ ઈ.સ. ૧૮૦૪માં પોતાના હિસ્સામાનો પોણો ભાગ ગાયકવાડ સરકારને લખી આપ્યો ત્યારે સયાજીરાવ ગાયકવાડે મર્લોદનું નામ બદલી શિયાનગર પાડયુ.

ધારીનો કિલ્લો શરૂઆતમાં સરસિયા ઠેબાણીવાળાઓનાં કબ્જામાં હતો તેમાણે એ કિલ્લો વાંકીયા તાલુકાનાં રાણીંગવાળાને ગીરો આપ્યો હતો પણ એ જયારે બહારવટુ કરતા થયા ત્યારે ગાયકવાડ સરકારે ધારી તાલુકો પોતાના કબ્જામાં લઈ લીધો. ઈ.સ. ૧૮૦૬-૦૭માં સરસિયાનાં આલગધાનાણીએ ગાયકવાડ સરકારની પોતાની ૧૩ ગામની જાગીર લખી આપી. ઈ.સ. ૧૮૧૧-૧૨માં ચાંચઈનાં આલગધાનાણી કાઠીઓએ દલખાણીયા પરગણાનો બધો જ ગરાસ ગાયકવાડ સરકારને આપી દીધો. ધાતરવડ પરગણાના આલગ ધાનાણી કાઠીઓએ ગાયકવાડને ૭૮ ગામો ઈ.સ. ૧૮૧૧-૧૩માં આપી દીધા આથી અમરેલી પ્રાંતમા સરસિયા, ચાંચઈ અને ધાતરવડ ભળી ગયા. જેતપુર તાલુકાનાં નવ ગામ ઉપર અમરેલીનાં જેતપુરનાં ચોવીસ ગામની ચોથ ઉપર હક હતો.

ચલાળા તથા તેના તાબાના ૬ ગામ જે વાળા કાઠીઓએ નવાનગરના જામને ત્યાં ગીરો મૂકયા હતા તેનો ગીરોહકક ઈ.સ. ૧૮૧૨માં વિઠલરાવ દેવાજીએ જામ પાસેથી વેચાતો લઈ ગાયકવાડમાં ભેળવી દીધા. આનંદરાવ ગાયકવાડને (ઈ.સ. ૧૮૦૦થી ૧૮૧૯) વરસડાના વાળા જસાના વાળા વિસામણનાં સંતાનોએ વરસડાની પાટી અધાટ વેચી દીધી તેને પેટે ગાયકવાડે તેમને જીવાઈમાં ૨૪ સાંતીની જમીન તથા વાડીના કોસ ૨૨ આપ્યા હતા. સો કોરી તેમને હર સાલ લુગડાની ઉધડી કરાર કરાવી આપ્યો હતો. આ કરાર સંવત ૧૮૬૮ અષાઢ વદ-૭નાં રોજ થયો હતો.[૧૩૯]

વિઠલરાવ દેવાજીએ બાબરામાં કાઠીઓ અને બીજાઓ પાસેથી ગામો લખાવી લઈ પ્રદેશ વધાર્યો અને તેમાંથી ૨૬ ગામનો દામનગર મહાલ બનાવ્યો હતો.[૧૪૦] ઈ.સ. ૧૮૦૪માં ગાયકવાડની મરાઠી સેનાએ જેતપુર ઉપર ચડાઈ કરી હતી અને તેની પાસેથી ખંડણી વસુલી હતી.

મલ્હારરાવ ગાયકવાડે માત્રાવાળા નાજાણી પાસેથી ધારીનો કિલ્લો તા. ૩૦-૭-૧૮૦૩નાં રોજ મેળવ્યો હતો. માત્રાવાળાની પાસે એક તોપ પણ હતી એ પણ તેમાણે મલ્હારાવને આપી દીધી હતી. વળી આ રીસાઈને આવેલા મલ્હારરાવ પાસે ધારીમાં ચારથી પાંચ હજાર માણસો પણ હતા.[૧૪૧]

ઈ.સ. ૧૭૯૮ પછી અમદાવાદ, કડી, મેવાસા, કોળી વગેરેનાં હંગામાના લીધે કાઠિયાવાડની જમે ૬ વર્ષથી ચડી ગઈ હતી તે ઠેક ઠેકાણે તોપો માંડીને વસુલ થાય તેમ હતુ. આવા સમયે મલ્હારરાવે નડિયાદથી ભાગી લશ્કરને ભેગુ કરી કાઠિયાવાડમાં આવી માત્રા નાજાણીને પક્ષમાં લઈ બંડ મચાવ્યુ. ત્યારે વિઠલરાવ દેવાજીને તથા ગૌરીદાસને જવા માટે બાબાજીએ હુકમ કર્યો. વિઠલરાવ દેવાજીએ ઘેરી લઈ પુંઠ પકડી સાવરકુંડલા પાસે મલ્હારરાવને હરાવ્યો આ પછી મલ્હારરાવે તેની સાથે લડવાનું નકકી કર્યુ અને શેત્રુંજા ડુંગરમાં વિઠલરાવ દેવાજી, ગૌરીદાસ અને મલ્હારરાવ અને કાઠીઓ વચ્ચે યુદ્ધ થયુ.ત્યારે મલ્હારરાવ પાલખીમાં બેસી ભાગતો હતો ત્યાં તેને ઘેરી લીધો. મલ્હારરાવ અને માત્રો નાજાણી બન્ને ભાગ્યા હતા આમ આ લડાઈમાં મલ્હારરાવને કાઠીઓએ ટેકો આપ્યો હતો.[૧૪૨]

કાઠીઓને મરાઠાઓ ખૂબ જ હેરાન પરેશાન શરૂઆતમાં તો કર્યા પરંતુ તે પછી છે ક ઈ.સ. ૧૯૪૦ સુધી કાઠીઓ ગાયકવાડ સરકારને હેરાન પરેશાન કરી રહયા હતા. જયારે કાઠિયાવાડમાં ગાયકવાડી ફોજ આવી ન હતી ત્યારે કાઠીઓ ખૂબ જ જોરમાં હતા અને મરાઠાઓને ખદેડવા ખૂબ ઉત્સાહમાં પણ હતા ત્યારે ખોખરદડ ગામ આગળ કાઠીઓએ ગાયકવાડનાં અધિકારી ત્રિકમદાસને લુંટી લીધો હતા.

બગસરાનાં તાલુકદાર હરસુરવાળા (ઈ.સ. ૧૭૬૦થી ૧૮૧૦) ધારીનાં ઓઘડવાળા નાજાણીનાં જામીન થયા હતા[૧૪૩]. પરંતુ ઓઘડવાળા છુટીને હાજર ન થયા અને બહારવટે ચડતા અમરેલીનાં સુબા વિઠલરાવ દેવાજીએ જામીન હરસુરવાળાને જેલમાં પુર્યા ત્યારે હરસુરવાળાએ ચલાળાનાં દાનમહારાજને હૃદયપૂર્વક આરદા કરતા તેમના પગમાં પહેરાવેલી બેડીઓ તુટી ગઈ ત્યારે વિઠલરાવ દેવાજીને આ પ્રસંગમાં જેલમાં કંઈક ગરબડ થયાની શંકા પડી કાંઈ આવી રીતે ચમત્કારીક રીતે કોઈની બેડીઓ તુટી ન જાય. પરંતુ જયારે તેણે ખુદ હરસુરવાળાને પૂછીને ચલાળાનાં સંત દાનમહારાજની વાત જાણી પોતે એ આપા



દાનાની પરીક્ષા કરવા માટે તૈયાર થઈ ગયા. પછી વિઠલરાવ દેવાજીએ બ્રાહ્મણનો વેશ લઈ ચલાળા જવાનું નકકી કર્યુ અને મનમાં સંકલ્પ કર્યો કે આપા દાના મને ઓળખી ગયા અને મારા મનમાં જે પરગણા લેવાની ઈચ્છા છે તે પાર પડે તો તે સાચા સંત. તે બરાબર મકરસંક્રાતિને દિવસે ચલાળા ગયો ત્યારે આપા દાના ગરીબોને અનાજ આપતા હતા ત્યારે વિઠલ રાવ પણ તે લાઈનમાં ઉભો રહી ગયો અને જેવો તેનો વારો આવ્યો કે તરત જ આપા દાના તેને ઓળખી ગયા અને કહયુ કે લે આ પાંચ ખોબા જાર.[૧૪૪] કોડીનારથી દ્વારકાની જાર ઠાકર તને, તારા રાજને આપે છે પછી વિઠલરાવે પાંચ મહાલ જીત્યા એ પાંચ ખોબા જારએ અમરેલી પ્રાંતમાં પાંચ મહાલ બન્યા એવી લોક માન્યતા છે. આથીવિઠલરાવને આપા દાના ઉપર શ્રધ્ધા બેસી ગઈ અને તેણે જગ્યાને પાંચ ગામ આપ્યા પણ આપા દાનાએ તે ન સ્વીકારતા પછી સોનારીયા ગામમાં છ વિઘા જમીન આપી અને કપાસ ઉપર એક માણે એક આનાનો જગ્યાને લાગો બાંધી આપ્યો.[૧૪૫]

ભડલીનાં સરવૈયાઓ પાસેથી હાથી ખાચરે ભડલી મેળવ્યુ હતુ. તે હાથી ખાચરનાં વંશજ ભાણ ખાચર ભડલીનાં પ્રખ્યાત, હિંમતવાન અને શૂરવીર શાસક હતા જયારે કાઠિયાવાડમાં બાબાજી આપાજી રાવ કાઠિયાવાડમાં ખંડણીઉઘરાવવા ફરી રહયા હતા ત્યારે તેની સાથે એક બકરી પણ રાખવામાં આવી હતી. જે બકરીને રાજવી અને તાલુકદારો કંઈકને કંઈને આભૂષણ ચડાવતા હતા. પરંતુ જયારે બાબાજી ભડલી આવ્યા ત્યારે ભાણ ખાચરે બકરીને નજરાણુ ચડાવવાને બદલે એ બકરીને કાપીને તેનુ માંસ રાંધીને ખુદ બાબાજી રાવ અને પોતે ખાધુ. આ પ્રસંગને યાદ રાખતો લોકજીભે હજુ એક દુહો સાંભળવા મળે છે.

બાબા તારી બકરી કોઈ ન જાલે કાન
ખરીયુ સોતી ખાઈ ગયો, ભડલીવાળો ભાણ[૧૪૬]

આ ભાણ ખાચર મોકાણી શાખાનાં ખાચર હતા અને ઈ.સ. ૧૮૩૯માં મૃત્યુ પામ્યા હતા.[૧૪૭]

જસદણનાં ચોથા શાસક ચેલા ખાચર (ઈ.સ. ૧૮૦૯થી ૧૮૫૧)નાં શાસન દરમ્યાન ગાયકવાડી સુબાએ કોઈપણ દેખીતા કારણ વગર જસદણ રાજય ઉપર જપ્તી મૂકી હતી, ત્યારે ચેલા ખાચરે પાળિયાદનાં સંત વિસામણ બાપુ પાસે જઈ એ જપ્તી ઉઠાવવા વિનંતી કરી ત્યારે આપા વિસામણનાં આશીર્વાદથી ત્રણ દિવસમાં ગાયકવાડી જપ્તી ઉઠી ગઈ હતી એવી સંત કથા છે.[૧૪૮] પછીતો ગાયકવાડ સરકારને ખાત્રી થઈ હતી કે ચેલા ખાચર નિર્દોષ છે અને પછી સુબાએ જપ્તી માટે દિલગીરી પણ વ્યકત કરી હતી.

વડોદરાનાં ગાયકવાડ સયાજીરાવ પ્રથમે કુંડલા (જી.અમરેલી)ને ઘેરો ઘાલીને ત્યાંના ઠાકોર પાસેથી રૂપિયા ૭૫ હજારનો દંડ લીધો હતો.

ખભાંતનો બીજો નવાબ મુકતીયારખાન નુરૂદીન મહમદખાન ઉર્ફે મોમીનખાન બીજો હતો જેને ફતેહસિંહ રાવ ગાયકવાડે કહયુ કે કાઠીઓનાં સાબરમતી પૂર્વે તરફથી આવતા હુમલાઓ અટકાવો. આ કાર્યનાં બદલામાં મોમીન ખાન બીજાને ૯ હજારની આવકનાં ૬ ગામ મળ્યા. જયારે મોમીનખાનને કાઠીઓ સાથે સારા સબંધો હતા આથી તેણે કાઠીઓને એ વિસ્તારમાં આવતા અટકાવ્યા પરંતુ કાઠીઓને ખબર પડી કે આ મોમીનખાન તો મરાઠાઓ સાથે પણ સારા સબંધો રાખે છે અને આપણી લુંટનાં ભોગે તેણે છગામ મેળવી લીધા છે. આથી કાઠીઓએ મોમીનખાન સાથેના સબંધો ફેરવી નાંખ્યા અને પછી કાઠીઓ મોમીનખાનનાં ખંભાતનાં ગામડાઓ પણ ધમરોળવા માંડયા.[૧૪૯]

ગાયકવાડનાં માણસ ત્રિકમદાસને કાઠીઓએ ઈ.સ. ૧૭૯૯માં લુંટયો હતો તેનુ વળતર પંચાળની ચુકવણી વખતે ગૌરીદાસને અપાવ્યુ હતુ. આ ગૌરીદાસે ભીમોરાનાં નાજા ખાચરને ભીમોરાની લડાઈમાં હંફાવ્યા હતા અને આ લડાઈમાં ગૌરીદાસે જ નાજા ખાચરને મારીનાંખ્યા અને પછી ગૌરી દાસ પાછો અમરેલી આવી ગયો.

આ ગૌરીદાસે કાઠીઓ ઉપર ખૂબ ચડાઈ કરી અનેક દગાઓ મીટાવ્યા હતા. ઈ.સ. ૧૮૦૭માં બીલખા પાસે આવેલા ઉમરાળાનાં ગરાસિયાનો ઉજજડ ટીંબો વિંછાવડ નામે હતો તે ટીંબો ગૌરીદાસને વંશ પરંપરાગત અઘાટ માંડી અપાવ્યો હતો. પછી તે ગૌરીદાસે ઈ.સ. ૧૮૦૮માં વસાવીને આબાદ કર્યુ.

બાવાવાળો, મેરામ ગોવાળિયો અને જેસલ મેર એ ત્રણેય ભેગા થઇ ગિરનાં ડુંગરમાં ભરાઇ રહેતા અને આસપાસનાં ગામમાં રંજાડ કરતા હતા ત્યારે તેઓએ એકવાર ગૌરીદાસનું વિંછાવડ લુંટયુ, આથી આ ત્રણેયને પકડવા માટે માણેકલાલ અને ગોવિંદરાવજી બીલખા આવ્યા હતા પછી તેણે ગૌરીદાસને બોલાવી કાઠીઓ ઉપર ચડાઇ કરી હતી.

કાઠી ઓઘડ માત્રા નાજાણી પણ અમરેલી પંથકમાં પંકાઇ ગયેલો કાઠી ગરાસદાર હતો અને તેણે આસપાસમાં સારી એવી ધાક બેસાડી હતી, તેના તોફાનોને ઇ.સ. ૧૮૦૯માં ગૌરીદાસે દાબી દીધા.[૧૫૦]

## ઇ.સ. ૧૮૭૭નો ખાલસા ગિરાસધારો

જયારે વોકર સેટલમેન્ટ અસ્તિત્વમાં આવ્યુ ત્યારથી જ સૌરાષ્ટ્રમાં લડાઇઓ ઉપર સંપૂર્ણપણે પ્રતિબંધ આવી ગયો આથી મોટા મોટા રજવાડાઓની રાજય વિસ્તાર કરવાની મહત્ત્વાકાંક્ષા ઉપર લગામ આવી ગઇ અને નાના નાના તાલુકદારો અને મૂળ ગરાસિયાઓ સુરક્ષિતપણાનો અનુભવ કરવા માંડયા. આવા સમયે બુધ્ધિશાળી સયાજીરાવ ત્રીજાએ કાઠીઓ ઉપર અંકુશ મુકવા અને તેના બચેલા ગરાસને જપ્ત કરવા માટે ઇ.સ. ૧૮૭૭નો ધારો ઘડયો. બાકી સીધી રીતે તો હવે કોઇ મોટો રાજા નાના રાજાની જાગીર પડાવી શકતો નહીં.

આ સમયે અમરેલી પ્રાંતનાં કાઠી મૂળ ગરાસિયાઓ હતા. તેઓ આર્થિક રીતે ખૂબ જ ઘસાઇ ગયા હતા. વળી ભાઇએ ભાગનો રિવાજ હોવાથી તેના ગરાસો ટુંકા અને નાના બની ગયા હતા. વળી કાઠીઓ સ્વભાવે પણ બદલાયા ન હતા. વ્યસનો પણ ઘર કરી ગયા હતા આવા સમયે આ કાયદો અસ્તિત્વમાં આવ્યો તે કાઠીઓને માટે કાળા કાયદા રૂપ સાબીત થયો અને અસંખ્ય કાઠીગરાસદારો જમીન જાગીર વિનાના થઇ ગયા અને અનેકતો આ કાયદાથી દુભાઇને બહારવટે ચડયા અને અનેક નિદોર્ષલોકોને આ રાજકીય કાવાદાવાનો ભોગ બનવુ પડયુ.

આ કાયદો ૩૧ ઓગષ્ટ ૧૮૭૭નાં રોજ હજુર કચેરીનાં વડોદરા નં-૧નાં સરકયુલરથી જાહેર કરવામાં આવ્યો હતો.[૧૫૧] આ કાયદામાં એવી જોગવાઇ કરવામાં આવી હતી કે આ રાજયોનાં મહાલોમાં જેમા ગરાસિયા લોકોને ગરાસની જમીન મળતી હશે અગર રોકડ ગરાસ મળતો હશે તે લોકોએ રાજય વિરૂધ્ધ કોઇપણ જાતનાં સામાન્ય કે ભયંકર ગુન્હાઓ જાતે કરવા નહીં તેમજ તેવા કૃત્યમાં સામેલ થઇ કરાવવા નહીં એ તેઓની ફરજ છે છતાં આ ફરજ લક્ષમાં નહીં રાખતા જે ગરાસિયાઓ ગુન્હામાં ગુન્હેગાર જણાશે તો તેઓને યોગ્ય શિક્ષા થશે એ સિવાય તેઓનો ગરાસ ખાલસા કરવા અગર થોડી મુદત અટકાયતમાં રાખવા સરકાર મુખત્યાર છે.[૧૫૨]

આ કાયદા દ્વારા વડોદરા રાજયે અમરેલી પ્રાંતનાં મૂળ ગરાસિયાની ઉપર આ કાયદાનો કડક અને મનસ્વી રીતે અમલ કરી સતામણી શરૂ કરી હતી.

આ કાયદા હેઠળ નીચે મુજબનાં મૂળ ગરાસિયાઓનાં ગરાસો ખાલસા કરવામાં આવ્યા હતા. મોટા માચીયાળાનાં રાવતભાઇ જસાભાઇને ગરમલીમાં ધાડ પાડી ખૂન કરવા બદલ જન્મટીપની સજા થઇ હતી, ત્યારે તેનો તા.૮-૧૨-૧૮૯૬નાં રોજ ગરાસ ગાયકવાડે ખાલસા કર્યો હતો.[૧૫૩] લાલાવદરનાં માણસીભાઇ સાદુળભાઇ વાળા અને વાળા વાલાભાઇ ખોડાભાઇનો ગરાસ જપ્ત કરવામાં આવ્યો હતો. ખંભાળીયાનાં દાદાભાઇ મૂળુભાઇનો ગરાસ ખાલસા કર્યો હતો તેને કોઇ જીવાઇ પણ મળતી ન હતી. એ જ ગામનાં એભલભાઇ મૂળુભાઇ વાળા તથા વાળા આલેગભાઇ રામભાઇનો પણ ગરાસ ખાલસા કરવામાં આવ્યો હતો. તેને પણ કોઇ જીવાઇ મળતી ન હતી. ધાધલ વાઘા જસા અને વાળા બાવાભાઇ સાતાભાઇનું કેરીયાચાડનો ગરાસ ખાલસા કરવામાં આવ્યો હતો તેઓએ ગાયકવાડ ઉપર અરજ કરતા તેમના લાભમાં તા. ૨૯-૮-૧૯૦૩માં જજમેન્ટ આવ્યુ અને ગરાસ પાછો સોંપાયો હતો.[૧૫૪] વાંકીયાનાં વાળા ગાંગાભાઇ હરસુરભાઇનો ૨૦૦ વિઘાનો ગરાસ એક વર્ષની સજા બદલ ખાલસા કરવામાં આવ્યો હતો તેમને કોઇ જીવાઇ મળતી ન હતી. આ જ ગામનાં વાળા દેસાભાઇ ગોરખાભાઇને ૩ જ માસની સજા થતાં તેમની ૨૩૨ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી.

સરસિયાનાં વાળા આલેગભાઇ નાગભાઇની ૫૦૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. બીજા એજ ગામનાં વાળા જેતમલભાઇ દાનાભાઇની ૨૫૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. એ જ ગામનાં વાળા હાથીયાભાઇ



ભોકાભાઇની ૫૦૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. એ જ ગામનાં વાળા જેતમલભાઇ ઓઘડભાઇની ૧૭૫ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. એ જ ગામનાં વાળા લખમણભાઇ ભાયાભાઇની ૫૦૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. એ જ ગામનાં વાળા દાદભાઇ દેવાયતભાઇની ૭૦૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી. એ જ ગામનાં વાળા દાનાભાઇ નાગભાઇની માત્ર એક માસની સજા બદલ ૩૦૦ વિઘા જમીન ખાલસા કરવામાં આવી હતી.

આ સિવાય કુબડા, દિતલા, ખાખબાઇ, થોરડી, વાવડી રામવાળાની, ચકકરગઢ, કેરાળા, આંબરડી, ઇંગોરાળા, મોટામાંડવડા, નાની ધારી અને માળીલા વગેરે વગેરે ગામનાં મૂળ ગરાસિયા કાઠીની ૧૮૭૭નાં કાયદા અન્વયે જમીનો અને ગરાસો ખાલસા કરવામાં આવ્યા હતા. આ કાયદા હેઠળ જ ધારી મહાલમાંથી જ કાઠીઓની ૩૨૬૩ વિઘા જેટલી ગાયકવાડે ખાલસા કરી આંચકી લીધી હતી.[૧૫૫] આ કાયદાનો ભોગ બનીને વાવડીનો રામવાળા કાળુવાળા બહારવટિયો બન્યો.

આમાના ઘણા ખરા મૂળ ગરાસિયાઓએ તો પોતાને થયેલ સજા પણ ભોગવી લીધી હતી. આમ ગાયકવાડી શાસનમાં કાઠી મૂળ ગરાસિયાએ એક ગુન્હાની બે સજાઓ ભોગવી હતી. જોકે ગાયકવાડ સરકારે આ કાયદાથી નારાજ થઇ જે કોઇને ન્યાય મેળવવો હોય તેને માટે અમરેલી પ્રાંત ગિરાસકોર્ટ જે ઇ.સ. ૧૮૭૫માં સ્થાપી હતી, તેમાં રજૂઆતો કરી શકાતી. તે કોર્ટ ઇ.સ. ૧૮૭૫થી ૧૯૧૦ સુધી ચાલી તેમાં ૪૮ કેસ ચાલ્યા હતા જેમાં અમુકમાં કાઠીઓનાં તરફેણમાં લાભ પણ થયા હતા પરંતુ કાઠીઓની નબળી સ્થિતિ હોવાથી આવા ખર્ચાળ કેસો લડી શકતા નહીં, ત્યારે તેઓ પોતાના બાપદાદાનો ગરાસ પાછો મેળવવા વધુ ઝનૂની બન્યા. પીપળલગમાં (જી.અમરેલી)ચાંપરાજવાળા પોતાના ગામ ગરાસ માટે છેક વડોદરાની રેસીડેન્સી સુધી લડયા હતા.

ઇ.સ. ૧૮૭૭નાં આ કાયદાએ અમરેલી પ્રાંતમાં હાહાકાર બોલાવી દીધો હતો અને જે કાઠીઓ મૂળથી જ ઝનૂની સ્વભાવનાં હતા અને વોકર સેટલમેન્ટ પછીનાં રાજકીય શાંતિનાં યુગને બહુ સમજી શકયા ન હતા અને નાના મોટા ગુન્હાઓ કરી રહયા હતા ત્યારે તેઓનો ઘણો બધો ગરાસ એ કાયદાની હેઠળ ગાયકવાડે ખુંચવી લીધો. ત્યારે કાઠીઓ રાજપુરોહિત ભગવાનજી ભીમજી સાવરકરે પોતાના કાઠી રાજપૂત નામનાં મુખપત્રોમાં અવારનવાર લેખો લખી ગાયકવાડનાં આ કાળા કાયદાની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી અન્ય લોકોની આંખ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો હતો. પછી તો ધીરે ધીરે અમરેલી પ્રાંતનાં દરેક કાઠીઓ થોડા થોડા જાગૃત થવા લાગ્યા હતા. આથી વડોદરા રાજય પ્રજા મંડળમાં કાઠીઓ પોતાના પ્રતિનિધિઓને પણ મોકલવા માંડયા અને જે વડોદરા પ્રજામંડળમાં માળીલાનાં ઠારણભાઇ લુણવીરભાઇ વાળા ચુંટાયા હતા. તેના દ્વારા ઉપરોકત ગામોનાં ગરાસદારોનાં ખાલસા ગરાસો વિશે રજૂઆતો કરાવી હતી.

જયારે વડોદરા રાજય પ્રજા મંડળનું ૧૧મું અધિવેશન તા. ૨૩-૧૦-૧૯૩૩નાં રોજ અમરેલીમાં મળ્યુ ત્યારે અમરેલી પ્રાંતનાં કાઠીઓએ તા. ૮-૧૦-૧૯૩૩નાં રોજ એક મીટીંગ ભરી તેની ચર્ચા વિચારણાનાં અંતે ખાલસા ગીરાસધારો રદ્દ કરવા માટેનો ઠરાવ કર્યો હતો અને તે ઠરાવ વકીલ શ્રી રાજરતન હરિલાલ ભાઇએ અને જસદણ આલા ખાચર બીજા અને હડાળા વાજસુરવાળાએ આ કાયદો રદ કરવા ગાયકવાડને ભલામણો કરીહતી. સાથે સાથે અમરેલીનાં અધિવેશનમાં પણ આ બાબતે રજૂઆતો કરવામાં આવી હતી.

વડોદરા રાજય પ્રજામંડળનાં ૧૧માં અધિવેશનમાં અમરેલીમાં રજૂઆત કર્યા બાદ કાઠીઓ તા. ૨૧-૧૧-૧૯૩૩નાં રોજ સયાજીરાવ ગાયકવાડને રૂબરૂ મળ્યા અને રજૂઆત કરી કે આ કાયદો હવે જરાય સમયને અનુરૂપ નથી. વળી જો તમે કાઠીઓને સુધારવા જ માંગતા હો તો ઓખામાં વાઘેરો માટે જેવુ કર્યુ તેવી કેળવણી માટેની કાઠીઓ માટે પણ વ્યવસ્થા કરો. આ પછી પણ કાઠીઓએ ૨૩-૨૪-૨૫ માર્ચ ૧૯૩૫નાં રોજ અમરેલી મુકામે ભરાયેલા વડોદરા રાજય પ્રજામંડળનાં ૧૨માં અધિવેશનમાં પણ રજૂઆતો કરી હતી તે જરીતે તા. ૩૧-૩-૧૯૩૫નાં રોજ અમરેલી મુકામે આવેલા વડોદરાનાં દીવાન કૃષ્ણામાચારીને હડાળા વાજસુરવાળાએ નિદોર્ષ કાઠીઓની ખાલસા જમીનો પાછી અપાવવા અરજ કરીહતી.[૧૫૬]

અમરેલી પ્રાંતના કાઠી ગરાસિયાઓને ગાયકવાડ સરકારનાં ત્રણ કાયદાઓએ ખૂબ જ હાની પહોંચાડી હતી. (૧)ખાલસા ગીરાસધારો (૨) સંપૂર્ણ અધિકાર સાથેનો વિધવાનો વારસો (૩) ગિરાસ સંરક્ષણ ખાતાનો વેચાણ ધારો.



દ.શ્રી શિવરાજકુમાર ખાચર અને પ્રેમીલારાજે- જસદણ

ઈ.સ. ૧૯૩૨માં ગાયકવાડે ગરાસ સંરક્ષણ ધારો ઘડયો હતો. હડાળા વાજસુરવાળાની રાહબરી હેઠળ ખાલસાધારા વિરૂધ્ધ સયાજીરાવને ઘણી વિનંતી કરવામાં આવી પણ તેનું પરિણામ કશુ જ આવ્યુ ન હતુ. કાઠીઓ વ્યવસ્થિત અને મકકમ ચળવળ ગાયકવાડની સામે આપી શકયા નહીં.

પરંતુ છેલ્લે તા. ૧૮-૨-૧૯૪૮નાં રોજ પીપળલગનાં ચાંપરાજવાળા, ચાંચઈપાણીયાનાં ભાણવાળા અને ઝરનાં દાદાભાઈ વગેરેનાં બનેલા પ્રતિનિધિમંડળે વડોદરા જઈને આ કાયદો રદ કરવા ઠરાવ કર્યો અને ત્યારે તેમાં એ પણ જણાવ્યુ કે ખાલસાધારા અન્વયે જે કાઠી મૂળ ગરાસીયાની જમીન ખાલસા કરવામાં આવી હોય તેને જે તે મૂળ ગરાસિયાને પાછી સોંપી દેવી. વારસો સગોત્રીઓને જ આપવો. હાલમાં દીકરીએ વારસો લાગુ કરીને કાઠી ગરાસિયાઓનો ગરાસ ઝુંટવી લેવાનો અમલ કરવામાં આવે છે તે રદ કરવો. આથી તા. ૨૬-૨-૧૯૪૮નાં રોજ આ કાયદો રદ કરવામાં આવ્યો. પરંતુ ત્યાં તો આઝાદીનાં મંગલમય ગીતો અમરેલી પ્રાંતમાં ગવાવા માંડયા હતા તેથી તેનો કોઈ અર્થ સર્યો નહીં.

### કાઠી સંસ્થાનો સાથેનાં ગાયકવાડનાં સબંધો

અમરેલી પ્રાંત ગાયકવાડની સત્તા હેઠળ હોવાથી ત્યાંના કાઠી ગરાસદારો સાથેનાં સબંધો તણાવ ભર્યા રહયા હતા. જયારે અન્ય કાઠી સંસ્થાનો સાથે ગાયકવાડ સાથે સારા એવા સબંધો જાળવ્યા હતા. ઈ.સ. ૧૯૧૧માં હડાળા દ.શ્રી વાજસુરવાળાએ પ્રથમ કાઠી કોન્ફરન્સ અમરેલીમાં બોલાવી તેમણે પ્રમુખ સ્થાને સયાજીરાવ ગાયકવાડને બોલાવ્યા હતા, તે આવ્યા પણ ખરા અને કાઠીઓની સ્થિતિ સુધરે તે માટે શુભેચ્છા આપી હતી અને કાઠી જ્ઞાતિમાં કેળવણી ઉપર ભાર મૂકવા જણાવ્યુ હતુ પરંતુ કાઠીનાં વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ બને તે માટે કોઈ સહાય ભાવનગરની જેમ કરી ન હતી.

જયારે સયાજીરાવ ગાયકવાડનો ઈ.સ. ૧૯૪૭માં તા. ૯ થી તા. ૧૪ સુધી જન્મોત્સવ ઉજવાયો હતો તેમાં વડીયા, બીલખા, બગસરા, ચાંપરાજપુર, બાબરા, કોટડા પીઠા વગેરે રાજયોનાં તાલુકદારો તે ઉત્સવમાં ગયા હતા.[૧૫૭] બાબરા દ.શ્રી બાવાવાળાને વડોદરા સરકારે રાજરત્નનો ઈલકાબ આપ્યો હતો.

બીલખા દ.શ્રી દેવાવાળા ઓઢાવાળા ઈ.સ. ૧૯૪૦માં દ્વારકાની યાત્રાએ ગયા ત્યારે ત્યાં ગાયકવાડનાં રેસ્ટ હાઉસમાં ઉતર્યા ત્યારે ઓખા મંડળનાં નાયબ સુબાએ તરત જ તાર દ્વારા વડોદરા હજુર પોલીટીકલ ઓફીસને પૂછાવ્યુ કે આ બીલખા તાલુકદારનું ભાડુ લેવુ કે કેમ ? ત્યારે હજુર પોલીટીકલ ઓફિસ બરોડાનાં સ્પે.ડયુટી ઓફિસરે તા. ૬-૫-૧૯૪૦નાં રોજ જવાબ મોકલ્યો હતો કે તેઓનું ભાડુ લેવુ નહીં.[૧૫૮]

રજવાડાનાં રિવાજ મુજબ ગાયકવાડ દરેક કાઠી રજવાડા સાથે લગ્નપ્રસંગે અને મરણ પ્રસંગે સબંધો જાળવતા હતા લગ્ન વખતે પોશાક મોકલતા અને અવસાન સમયે શોક સંદેશાઓ મોકલતા હતા. જેમ કે બીલખાનાં કુ.શ્રી મેરામવાળાનાં અવસાન સમયે વડોદરાથી દીવાન વી.ટી. ક્રિષ્નામાચારીએ તા. ૨૪-૧-૧૯૪૪નાં રોજ તાર અને શોક સંદેશો બીલખા



મોકલ્યો હતો.[૧૫૯]

જસદણનાં દ.શ્રી આલા ખાચર બીજાએ પોતાના પાટવી કુમાર શિવરાજકુમારનાં લગ્ન વડોદરાનાં ગાયકવાડનાં કુંવરી સાથે કર્યા હતા ત્યાર બાદ શિવરાજકુમારનાં પાટવી કુમાર અને હાલનાં દ.શ્રી સત્યજીતકુમાર ખાચરનાં લગ્ન એ જ કુટુંબમાં વડોદરા થયા છે.

### રામવાળા કાળાવાળા અને ગાયકવાડ



રામવાળા કાળાવાળા - વાવડી

વડોદરા ગાયકવાડ સરકારે ઈ.સ. ૧૮૭૭નો ગિરાસ ખાલસા ધારો કર્યો અને તે સમયે જ કાઠીઓની સ્થિતિ પણ તેના ખર્ચાઓ, રીત રિવાજોનાં હિસાબે ખૂબ જ નબળી પડી ગઈ હતી ત્યારે તેમાં વળી આ કાયદો આવ્યો આથી કાઠીઓનાં પક્ષે ખૂબ જ સહન કરવાનું આવ્યુ અને એક કાયદા તળે અસંખ્ય કાઠીઓનાં ગરાસ ઝુંટવાઈ ગયા હતા. આથી કાઠી કોમ ઝનૂની તો હતી તેમાં અન્યાયી કાયદો આવતા વધારે ઝનૂની બની હતી અને અમરેલી પંથકનાં દરેક કાઠીઓ ગાયકવાડનાં શાસનની સામે ખૂબ જ નારાજ થયા હતા. આ કાયદાને પરિણામે અને ગાયકવાડની નીતિ અને તેના મુખી પટેલોની જોહુકમી અને મનમાનીને હિસાબે રામવાળા નામનાં બહારવટિયાને જન્મ આપ્યો.

તે આજે રામવાળાની વાવડી કહેવાય છે તે ગામનો વાળાની ધાનાણી શાખાનો કાઠી હતો. તેના પિતાનુ નામ કાળા વાળા હતુ તે માત્ર ત્રણેક ચોપડી સુધી ભણેલો હતો, તેને બે બહેનો હતી તેમાં એક મોટી બહેન માંકબાઈ અને નાની બહેન લાખુબાઈ હતી. રામવાળાનું પોલીસ દફતરે નોંધાયેલ વર્ણન મુજબ રંગે શ્યામ, કદે મધ્યમ અને મોઢા ઉપર શીળીનાં ડાઘ વાળો ઉંચાઈમાં ૫.૫ ફૂટનો હતો ત્યારે તેની ઉમર આશરે ૨૨ વર્ષની હતી.[૧૬૦] કાળાવાળાએ ગરમલીવાળાને રૂપિયા ૨૨૦૦માં જમીન ગીરો મૂકી હતી તે જમીન છોડાવવામાંથી ડોસા પટેલે (મુખીપટેલ જ્ઞાતિ કુંભાર) ૧૦ વર્ષ સુધી કાગળ ન આપતા તેનો તમામ ગરાસ ખાલસા કરવામાં આવ્યો અને તેના આઘાતમાં જ કાળાવાળાનું મૃત્યુ થયુ. ત્યારે રામવાળો બહારવટે ચડયો અને સરધારાનું ખૂન કરી નાંખ્યુ અને ત્રણ માસની સજા પડી.[૧૬૧] આ પછી જેલમાંથી છુટી ૯ જણાની ટોળી ઉભી કરી તે ગાયકવાડની સામે બહારવટે ચડયો અને માત્ર શાહુકારોને જ રંજાડતો, બ્રાહ્મણ, સ્ત્રીને રંજાડતો નહીં. તેણે રાવણી, ગોવિંદપરા, ઈંગોરાળા, હડમડીયા, ખોડપર, ખીજડીયા વગેરે ગામો ભાંગ્યા હતા. તેના બહારવટા દરમ્યાન તે ગાયકવાડ સરકારને ચેતવણી આપતો તેણે ધારી પલટનમાં એક ચીઠી મોકલી હતી કે ગરાસિયા ઉપર એક આની વગેરે નવા કર નાંખ્યા છે તે કાઢી નાંખજો નહીં તો ધારીને ધોળે દિવસે ચુંથી નાંખીશ.

પરંતુ રામવાળાને ખીજડીયા ભાંગતી વખતે પટારો તોડતા પગમાં ખીલી વાગી અને તેથી પગ પાકયો આથી નિસહાય રામવાળા નાના ગુજરિયામાં કાળુભાઈ ખુમાણના ગઢમાં રહયા હતા અને ત્યાં તેમણે રામેશ્વર નામે શિવલીંગની સ્થાપના કરેલી તે આજે પણ મોજુદ છે, તે બીલખાના દ.શ્રી કાથડવાળાના આશ્રયે પણ રહયા હતા છેલ્લે જૂનાગઢનાં ભવનાથમાં બોરીયાગાળાનાં ભોંયરામાં આવીને રહયા. આ દરમ્યાન તેની ટોળીમાં વિખવાદ થતાં મેરૂ રબારી નાગાવાળાને મારી સીધો જ જૂનાગઢ પોલીસ થાણે આવ્યો અને તેણે રામવાળો બોરીયાગાળામાં છે તેવી માહિતી આપી ત્યારે તા.૧૮-૧-૧૯૧૫નાં રોજ જૂનાગઢ પોલીસ પાર્ટીનાં હાથે તે માર્યા ગયા.[૧૬૨]

## ૩.૮ અંગ્રેજો સાથેના સંબંધો



**દીવાન શ્રી વીરાવાળા અંગ્રેજ અધિકારી સાથે**

ઈ.સ.૧૭૫૭માં પ્લાસીના યુદ્ધ પછી ભારતમાં અંગ્રેજસત્તાની સ્થાપના થઈ અને પછી ધીરેધીરે અંગ્રેજોએ સમગ્ર ભારત ઉપર પોતાની જાળ બિછાવા માંડી પરંતુ સૌરાષ્ટ્રમાં અંગ્રેજો ખૂબ જ મોડા પહોચ્યા હતા. સૌરાષ્ટ્રમાં અંગ્રેજોને ખેંચી લાવવાનું નિમિત કાઠીઓ બન્યા હતા, કારણ કે સૌ પ્રથમ બ્રિટીશ કંપનીના વડોદરામાં રહેતા રેસીડેન્ટ કર્નલ એલેકઝાંડર વોકરને તારીખ ૧૯/૧૨/૧૮૦૩ના [૧૬૩] ના રોજ ચિત્તલ, જેતપુર, મેંદરડા અને કુંડલાના કાઠીઓએ પત્ર લખી સૌરાષ્ટ્રના મોટા રજવાડાઓ ભાવનગર, જામનગર અને જૂનાગઢના ત્રાસથી છોડાવવા અને કંપનીનું રક્ષણ માંગ્યું હતું. આ રીતે સૌરાષ્ટ્રમાં અંગ્રેજોને આવવા માટેનું સૌપ્રથમ આમંત્રાણ આપનાર કાઠીઓ હતા.[૧૬૪]

તા.૧૯/૧૨/૧૮૦૩ના રોજ સાદુળ, જૈતાવાળા, ડોસાવાળા, દેવાવાળા, ઉનડવાળાએ વોકરને પત્ર લખ્યો હતો કે અમારી શરતો મુજબ ચિત્તલ, જેતપુર, મેંદરડા,કુંડલા વગેરે જગ્યાનો ગરાસ અમે કંપની સરકારને સ્વાધીન કરીએ છીએ. આ પત્રમાં એ પણ લખ્યું હતું કે ચિત્તલ તાલુકો ભાવનગરના વખતસિંહજીએ હલ્લો કરી ઉજ્જડ અને પાયમાલ કર્યો છે. તેથી તાલુકાની પાછી વ્યવસ્થા કરી ચિત્તલમાં કંપનીનું નિશાન ચડાવી તેનું રક્ષણ કરવું. મેંદરડા અને જેતપુરના પરગણામાં જૂનાગઢવાળા અને જામના લોકો આવી જુલમ કરે છે, આથી તેને જુલમ કરતા અટકાવવા કુંડલા, સાવર અને મિતીયાળા, આસોદર તાલુકાના અમારા હિસ્સાના ગામોમાં અને બીજા ભાગમાં ભાવનગરવાળાએ છ વર્ષ થયા જબરદસ્તીથી થાણા બેસાડચા છે. એ થાણા ઉઠાડવાની અને કુંડલાના કિલ્લા ઉપર કંપનીનું નિશાન ચડાવી તાલુકા મજકુરનું રક્ષણ કરવાની જરૂર છે. એ જગ્યાઓની ગમે એટલી ઉપજ થાય તે વહીવટી ખર્ચ બાદ કરીને અમે કંપની સાથે અડધોઅડધ વહેંચી લઈશું.

નવાનગર(નવાનગર) જ્યારથી વસ્યુ ત્યારથી તે ગયા બે વર્ષ સુધીમાં ચિત્તલ ઉપર જામનો વાર્ષિક હકક માત્ર ઘોડા વેરાની ૫ હજાર કોરી અથવા રૂા. ૨૦૦૦ હતા. બાદ ભાવનગરવાળા જોડે લડાઈમાં અમે હાર્યા ત્યારથી જમે રૂા.૧૨૦૦૦ માંગવા માંડ્યા છે, એ બંધ કરી આગળનો દસ્તુર ચલાવવો જોઈએ. આજ દિન સુધીમાં કયારેય જેતપુર પરગણા ઉપર જામે જરા પણ હરકત કરી ન હતી. પણ હાલ તેણે મશાલ ખર્ચની કોરી ૫૦૦ અથવા રૂા.૨૦૦ લીધા છે.

તા. ૨૭/૫/૧૮૦૫ના રોજ સુદામડાના સાદુળ ખવડે લેફ. કર્નલ વોકરને પત્ર લખ્યો હતો તેમાં તેણે લખ્યું કે ''જ્યારે અંગ્રેજી ફોજ ઘુંટુ(તાલુકો મોરબી) આવશે,ત્યારે અમે આપને મળીશું અને આપની મરજી મુજબ ચાલીશું, અમે આપના



નોકર છીએ અને આપનો આશ્રય માંગીએ છીએ. કારણ કે અમે માળીયા વાળાથી ઘણા ડરીએ છીએ.'' તા.૩૧/૫/૧૮૦૭ના રોજ વોકરને ધાંધલપુરના ગોદડ ખવડે પણ પત્ર લખ્યો હતો કે જ્યારે બધા આવશે ત્યારે અમે પણ હાજર થઈશું. આ બધા પત્રો જ અંગ્રેજોને સૌરાષ્ટ્રમાં આવવાનું આમંત્રાણ આપનાર હતા.

કાઠીઓ ઉપર જૂનાગઢ, જામનગર અને ભાવનગર જોરાવરી કરતા હતા અને કાઠીઓ વિસ્તારો દબાવા માંડચા હતા ત્યારે કાઠીઓએ અંગ્રેજોને ઉપરોક્ત પત્ર લખી મદદ માંગી હતી. કાઠીઓની આવી માંગણીઓ પછી બ્રિટીશ કંપની તથા ગાયકવાડ સરકારે સૌરાષ્ટ્રના કુલ ૨૯ તાલુકદારોને પત્રો લખ્યા હતા. જેમાં ચાર પત્રો સુદામડાના સાદુળ ખવડ અને ધાંધલપુરના ગોદડ ખવડ, જેતપુરના સાદુળવાળા અને જૈતાવાળા અને જસદણના વાજસુર ખાચર ઉપર આવ્યા હતા.

આ રીતે કાઠીઓના નિમંત્રાણથી અંગ્રેજોને તો ભાવતું હતું અને વૈદે કીધું એવા બહાનાસર તેઓ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યા અને સૌરાષ્ટ્રમાં ૮૦૦ વર્ષ પછી શાંતિનો કાળ શરૂ થયો અને કાઠીઓ પણ લડતા બંધ થયા. આ સિવાય કર્નલ વોકરે કાઠીઓના ઈતિહાસ, તેની મૂળ વૃતિ, સ્વભાવ, વર્તન, વ્યવહાર અને ભવિષ્ય વિશે ઘણી બધી ધારણાઓ બાંધી તેનો અભ્યાસ કરી અંગ્રેજ સરકારને રીપોર્ટ આપ્યો હતો કે આ કોમ ઉપર કાયદા કાનૂનો કોઈ અસર કરી શકે તેવી આશા રાખી શકાતી નથી.[૧૬૫] તેઓમાં ભાઈએ ભાગનો રિવાજ હોવાથી નાની ટોળીઓમાં તે વહેચાતા જાય છે અને અંદરો અંદર ઝઘડાઓ થતા રહે છે, તેથી તેઓ નબળા પડતા જાય છે. પણ જ્યારે તેઓ સ્થિર જીંદગી ધારણ કરશે અને વધારે નિયમિત રક્ષાણ તળે પોતાની મિલ્કત ભેગી કરશે ત્યારે તે ઝઘડાઓ તેમનામાંથી ઘટતા જશે. તેવું તારણ કર્નલ વોકરે પોતાના તા. ૭/૨/૧૮૦૮ના મુંબઈ કાઉન્સિલના ગવર્નર જોનાથન ડંકનને લખેલા પત્રમાં બતાવ્યું હતું.

આમ અંગ્રેજોના સૌરાષ્ટ્ર પ્રવેશ સમયે જ કાઠીઓ સાથેના સંબંધો શરૂ થયા હતા. ત્યારબાદ ઈ.સ. ૧૮૨૦માં[૧૬૬] વિસાવદર પરગણાના હકકદાર બાવાવાળા રાણીંગવાળાએ જૂનાગઢ નવાબ સામે બહારવટુ આદર્યુ ત્યારથી શરૂ થાય છે.

બાવાવાળાના જન્મ વિશે કહેવાય છે કે વિસાવદર પાસે જાબુંડા ગામમાં ધમસાણનાથ નામે એક સાધુ હતા તેમને ત્યાં બાવાવાળાના પિતા રાણીંગવાળા આવતા જતા અને સેવા કરતા હતા. પરંતુ ઘેર જ્યારે પાછા જાય ત્યારે તેનું મોઢુ પડી જતું હતું તેથી એકવાર ધમસાણનાથજીએ પૂછ્યું કે ''દરબાર દરરોજ ઘરે જતી વખતે મોઢુ કેમ પડી જાય છે.'' દરબાર કહે ''બાપુ એ પૂછવું રહેવા દો, એ કીધા જેવું નથી.'' સાધુ કહે હું ધમસાણનાથ એ પૂર્ણ ન કરૂ તો હું ધમસાણનાથ નહીં. ત્યારે રાણીંગવાળાએ કહ્યું કે ''કાઠિયાણી દરરોજ રોવે છે કે મારે ઘેર સંતાન નથી'' આથી ધમસાણનાથજીએ તરત તેના શિષ્યને કહ્યું કે મારે હવે ત્રેવીસ વર્ષનું આયુષ્ય બાકી છે. તો તું જો સમાધિ લે તો તારો અવતાર રાણીંગવાળાને ઘેર કરું. પણ શિષ્ય કોચવાયો તેથી ધમસાણનાથજીએ જીવતા સમાધિ લીધી અને કહ્યું કે હું જ રાણીંગવાળાને ત્યાં અવતરીશ પણ ત્રેવીસ વર્ષ જ જીવીશ.[૧૬૭]

બાવાવાળા વિશે બીજી એક દંતકથા એવી કહેવાય છે કે બાવાવાળા ચલાળાના સંત દાન મહારાજને ખૂબ જ માનતા હતા અને દાન મહારાજના આશીર્વાદથી બાવાવાળા જ્યારે સૂર્યનારાયણની પૂજા કરતા ત્યારે તેના હાથમાં દીવો થતો અને એ પણ દાન મહારાજે કહ્યું હતું કે જે દિવસે તારા હાથમાં દીવો નહીં પ્રગટે ત્યારે તારુ અવસાન થશે.પરંતુ આ બનેં દંતકથાઓને કોઈ ઐતિહાસિક આધાર સાંપડતો નથી.

વિસાવદર અને છેલના મહાલ વાળાઓના તાબામાં હતા. પણ વિશાળ વિસ્તાર અને ગીચ જંગલ હોવાથી તેઓ તેમનું રક્ષાણ કરી શકતા ન હતા. ત્યારે તેમણે ઈ.સ. ૧૮૭૨માં એ મહાલોની અડધી ઉપજ જૂનાગઢના નવાબને લખી આપી. જે નવાબે ઈ.સ. ૧૭૯૪માં પોતાનો હિસ્સો બાંટવાને પહેરામણીમાં આપ્યો. તે બાંટવાવાળા કાઠી જમીનદારોને હેરાન કરવા લાગ્યા. આથી કાઠીઓ ભાગીને ગિરમાં ભરાયા અને તેઓની સામે બહારવટે ચડચા. તે પછી બાંટવાના બાબીએ વિસાવદર મહાલમાનો પોતાનો અડધો હિસ્સો રાણીંગવાળાને આપી દીધો જે રાણીંગવાળાને એ હિસ્સાના હકકદાર માત્રાવાળા સાથે વેર હતું. જે માત્રાવાળાને બંડખોર મલ્હારરાવ ગાયકવાડને દોસ્તી હોવાથી રાણીંગવાળાએ મલ્હારરાવને ફસાવી પકડાવી આપ્યો આથી માત્રાવાળાએ ગુસ્સાથી વિસાવદરને ઉજ્જડ કર્યુ અને રાણીંગવાળાને ધારીમાંથી કાઢી મૂક્યો. પણ રાણીંગવાળાને

તે પછી તેની જાગીર પાછી મળી અને માત્રાવાળો હરસુરવાળા નામનો એક દીકરો મૂકી બહારવટામાં જ મૃત્યો પામ્યો, ત્યારે હરસુરવાળાને તેના વંશ પરંપરાની જાગીર સોંપવાનું કર્નલ વોકરે રાણીંગવાળાને કહેણ મોકલ્યું.[૧૬૮] તેથી તે બહારવટે નિકળ્યો પણ થોડા વખતમાં તે બાવાવાળા નામે એક દીકરાને મૂકી મૃત્યુ પામ્યો.

આ બહારવટાની લગામ પછી બાવાવાળાએ પોતાના હાથમાં લીધી અને તેણે પોતાનો ગરાસ પાછો મેળવવા માટે હિન્દુસ્તાનની દરિયાઈ ફોજના અંગ્રેજ કેપ્ટન મી.ગ્રાન્ટ જે વેલણ બંદરથી અમરેલી જતો હતો. તેના ઉપર બાવાવાળાએ ૩૫ ઘોડેસવારો સાથે હુમલો કર્યો અને તેના ખાસદારને મારી નાંખ્યો અને કેપ્ટન ગ્રાન્ટને નજરકેદ રાખ્યો અને તેને બે માસ ને સત્તર દિવસ સુધી[૧૬૯] ગીરના જંગલમાં ફેરવ્યો.

પછી જ્યારે અંગ્રેજ સત્તાને પોતાના કેપ્ટનને આ રીતે એક બહારવટિયાના સમાચાર મળ્યા ત્યારે તેને છોડાવવા પગલા લીધા અને કેપ્ટન બેલેન્ટાઈનના દબાણથી નવાબ બહાદૂરખાન બીજાએ બાવાવાળાને અમુક ગામો આપી તેનું સમાધાન કર્યું અને કેપ્ટન ગ્રાન્ટને છોડાવવામાં આવ્યો.[૧૭૦]

જસદણના આલાખાચર પહેલાના પુત્ર માણસુરખાચરને અંગ્રેજ અધિકારી પ્રિ. મેકનાટનના કહેવાથી તેમને ઈંગ્લેન્ડમાં ભણવા મોકલ્યા હતા અને માણસુરખાચર મેકનાટનની સાથે જ ઈંગ્લેન્ડ ગયા હતા અને ત્યાં બ્રાઉન સાહેબના હવાલામાં રહ્યા અને બે વર્ષ અને નવ મહિના અને પચ્ચીસ દિવસ ઈંગ્લેન્ડમાં અંગ્રેજના આશ્રયે તેમણે શિક્ષણ મેળવ્યું હતુ, તેઓ મીસ મેનીંગ અને બ્રાઉન સાહેબને ત્યાં રહેતા હતા તેમનો વાર્ષિક ખર્ચ રૂા.૭૦૦ પાઉન્ડ તે અંગ્રેજ અધિકારી આલાખાચર પાસેથી લેતો હતો.[૧૭૧]

અંગ્રેજ સરકારે રાજાઓને પ્રોત્સાહિત કરવા અને પોતાને વફાદાર રહે એટલા માટે તેમને નાના મોટા ઈલ્કાબોથી નવાજતા હતા. આલાખાચર પહેલાની રાજ ચલાવવાની રીતથી ખુશ થઈને બ્રિટીશ સરકારે તેમને ઈ.સ.૧૮૯૭માં સી.એસ.આઈ.નો ઈલ્કાબ આપ્યો હતો. પછીથી તેમને પ્રથમ વર્ગનો કૈસર-એ-હિંદનો ચંદ્રક ઈ.સ.૧૯૦૧માં આપવામાં આવ્યો હતો. કાઠી રાજવીઓમાં આવું સન્માન મેળવવામાં તેઓ પ્રથમ શાસક હતા.

બીજો સી.આઈ.ઈ.નો ઈલ્કાબ બ્રિટીશ સરકારે ઈ.સ.૧૯૧૧માં થાણાદેવળીના દ.શ્રી. લક્ષ્મણવાળાને દિલ્હીમાં નામદાર શહેનશાહના રાજ્યાભિષેક વખતે જાહેર કર્યો હતો તે ગવર્નરે તા. ૧૭/૧૨/૧૯૧૨ના રોજ રાજકોટમાં કોનોટ હોલ ખાતે મોટી પાર્ટી ગોઠવીને આપવામાં આવ્યો હતો. જેતપુર, પીઠડિયાના શાસક મૂળુવાળા સુરગવાળાને સી.આઈ.ઈ.નો ઈલ્કાબ મળ્યો હતો.

જસદણ રાજ્યના રીઝન્ટ શ્રી કમરીબાઈ જેઓ વાજસુરખાચરના ધર્મપત્ની હતા. તેમને પણ બ્રિટીશ સરકારે કૈસરે-એ-હિંદ નો સુવર્ણચંદ્રક આપી સન્માનિત કર્યા હતા.

નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યોર્જના રાજ્યાભિષેક પ્રસંગે પાળિયાદના દ.શ્રી.લાખાભાઈ રામભાઈ ખાચરને રાજકોટના પોલીટીકલ એજન્ટે તા.૬/૮/૧૯૩૭ના રોજ એક ચાંદીનો મેડલ એનાયત કર્યો હતો.[૧૭૨]

પ્રથમ વિશ્વ યુદ્ધ સમયે કાઠી રજવાડાઓએ બ્રિટીશ સરકારને આર્થિક સહાય અન્ય રજવાડાઓની જેમ જ કરી હતી. જસદણના વાજસુરખાચરે બીજાએ (ઈ.સ.૧૯૧૨ થી ૧૯૧૯) બ્રિટીશ સરકારને માણસો, વસ્તુઓ અને આર્થિક મદદ કરી હતી.[૧૭૩] થાણાદેવળી રાજ્યના શાસક દ.શ્રી. લક્ષ્મણવાળાએ રૂા.૨૦,૦૦૦ વોર લોન તરીકે પાછા નહીં લેવાની શરતે પ્રથમ વિશ્વ યુદ્ધ વખતે આપ્યા હતા અને રૂા.૩૦૦૦ લડાઈના ઉપયોગમાં મોટર ખરીદવા અને લડાઈ ચાલુ રહેતા સુધી માસિક રૂા.૩૦૦ ઘાયલ થયેલાને તથા લડાઈમાં મરણ પામે તેને મદદ કરવા માટે આપ્યા હતા. રીક્રુટ ગોતવા માટે રૂા.૧૦,૦૦૦ અને લડાઈના પરચુરણ ખર્ચના ફાળા માટે રૂા.૫૦૦૦ આપ્યા હતા, આ સિવાય થાણાદેવળીએ લડાઈમાં સૈનિકો મોકલવાનો પ્રબંધ કરી રાજકોટનો પોતાનો થાણાદેવળીનો ઉતારો રીક્રુટો અને ઓફિસરોને રહેવા માટે વગર ભાડે આપ્યો હતો.

બરવાળા ચોવીસીના તમામ તાલુકદારોએ એવો સર્વાનુમતે નિર્ણય કર્યો કે ૬, ૭ મે ૧૯૩૫ના રોજ દિલ્હી મુકામે નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જની જ્યુબીલી ઉજવાય છે. એટલે આપણે બધાએ ભેગા થઈ નામદારની દીર્ઘાયુષ્ય માટે પરમાત્મા



આગળ પ્રાર્થના કરવી અને ગરીબોને અન્ન, વસ્ત્ર આપવા આ રીતે કાઠીઓએ બ્રિટીશ સરકાર અને પંચમ જ્યોર્જ તરફ સદભાવ બતાવ્યો હતો.[૧૭૪]

બ્રિટીશ સરકારે કાઠીઓની નીતિ રીતિ અને તેનો સ્વભાવ પારખી તેઓની લાગણીઓનો ખ્યાલ રાખ્યો હતો અને તેઓના ઝઘડાઓ ઉકેલવામાં પણ મદદ કરી હતી. જેમ કે કાઠીઓના આમંત્રણથી કર્નલ વોકર કાઠિયાવાડમાં આવ્યો હતો. કાઠીઓને સલામતી પુરી પાડી તેના ધારા ધોરણ બાંધી આપ્યા હતા. જોગીદાસ ખુમાણના બહારવટાનો અંત લાવવા અને સમાધાન કરાવવા કેપ્ટન બાર્ન વેલે અગત્યનો ભાગ ભજવ્યો હતો. આ સિવાય ઘણા ઘણા કાઠી રજવાડાઓમાં કોઈ શાસક સગીર વયના પુત્રને મૂકીને મૃત્યુ પામે ત્યારે ત્યાં અંગ્રેજ રેસિડેન્ટો નીમીને રાજતંત્ર ચલાવ્યા હતા. જેમકે બીલખા, જસદણ.

જેતપુર દરબાર ભોજવાળા ગુજરી જતા તેના મોટા ગરાસમાં ત્રણ જાતની તકરારો ઉભી થઈ હતી. તેનો ઉકેલ આવે ત્યાં સુધી બ્રિટીશ સરકારે તરત જ ભરોસાદાર માણસ દુલેરાયને મોકલ્યો હતો અને તે દૂલેરાયે ભોજવાળાની પત્નીઓના જીવાઈનો બંદોબસ્ત કર્યા પછી જે ગરાસ બાકી રહે તે તેના વારસ અને ભાગદારો વચ્ચે વહેંચી દેવાનું કામ કર્નલ કીટીંગ્ઝના કહેવાથી તેણે ટૂંક સમયમાં પૂર્ણ કર્યું હતું.[૧૭૫]

કાઠીઓ ક્રુર અને લડાયક અને અન્ય રાજપૂતોથી અલગ પ્રકૃતિના હોવા છતાં અંગ્રેજોના હૃદયમાં તેના કોઈ એક પાસાથી વસી ગયા હતા. જેથી ઘણા અંગ્રેજ અધિકારીઓએ કાઠી સંસ્કૃતિ ઉપર ઘણો બધો ઊંડો વિચાર, ચિંતન કરી કાઠીઓ વિશે લખ્યું હતું. કીનકેઈડ, કેપ્ટન ગ્રાંટ, કર્નલ જે .ડબલ્યુ. વોટસન વગેરેએ કાઠીઓ વિશે ઘણુ લખ્યું છે, તેમાં ખાસ કરીને જે.ડબલ્યુ. વોટસને અંગ્રેજીમાં ''હિસ્ટ્રી ઓફ કાઠી''નામનો ગ્રંથ લખ્યો હતો, પરંતુ તેનું અચાનક રાજકોટમાં અવસાન થવાથી તે છપાયો ન હતો. પરંતુ કોઈ કોઈ જગ્યાએ તે હસ્તપ્રત તરીકે જોવા મળે છે. તે ગ્રંથમાં વોટસને કાઠીઓની ઉત્પતિ, કાઠીઓની વિવિધ શાખાઓ, પોશાક, રહેણીકરણી, ઘરેણાઓ, ખોરાક વગેરે વિશે લખ્યુ હતું.

બ્રિટીશ સરકારે કાઠી કોમની સ્થિતિ સુધારવા ખાસ પ્રયત્ન કર્યા હતા, તેઓ માનતા કે આ જ્ઞાતિમાં ભાઈએ ભાગનો રિવાજ નીકળી જવાથી અને શિક્ષણનો પ્રચાર થવાથી તેઓની ઉન્નતિ જરૂર થશે અને તેઓ શાંતિપ્રિય બની જશે. આથી અંગ્રેજ અધિકારીઓએ જ કાઠીઓમાં ''પ્રાયમોનીજેચર''નો ધારો લાવવા જણાવ્યું હતું. તા.૨૨/૯/૧૮૯૦માં કર્નલ ફિલીપ્સે તેના રીપોર્ટમાં એવો અભિપ્રાય આપ્યો હતો[૧૭૬] કે કાઠીઓમાં ચાલતા એક સરખી વહેચાણીનું ધોરણ મોકૂફ કરવું જોઈએ આથી ઈ.સ. ૧૮૯૭માં[૧૭૭] જસદણ રાજ્યે મોટા પુત્રને જ રાજગાદી મળશે તેવુ નક્કી કરવામાં આવ્યુ. તે પછી ઈ.સ. ૧૯૦૨માં થાણાદેવળી, વડીયા, બગસરા બધાએ આ ''પ્રાયમોનીજેચર''નો અમલ કર્યો હતો.

બ્રિટીશ સરકારે હિંદુસ્તાનના શાસકોમાં રાજ્યતંત્રના ખ્યાલો બદલાય અને તેઓ આધુનિક વિચારસરણીના પુરસ્કર્તા બને અને પશ્ચિમી કેળવણી લેતા થાય તે માટે ઘણા પ્રયત્ન કર્યા હતા. આથી તેણે રાજકુમાર કોલેજ રાજકોટ, ગીરાસિયા કોલેજ વઢવાણ વગેરે સંસ્થાઓ સ્થાપી હતી. તેમાં ઘણા કાઠી કુમારોએ શિક્ષણ મેળવ્યું હતુ અને તેઓ યુગથી આગળનું વિચારતા બન્યા હતા. આથી કાઠીઓના શિક્ષણમાં અંગ્રેજોનો પણ થોડોક ફાળો હતો તેમ કહી શકાય.

સૌરાષ્ટ્રમાં અંગ્રેજો આવ્યા હતા પોતાનો સ્વાર્થ સાધવા માટે પણ તેના સ્વાર્થની સાથે સાથે સૌરાષ્ટ્રની પ્રજાને થોડોઘણો ફાયદો જરૂર મળ્યો હતો. તેમાંથી કાઠી જ્ઞાતિ પણ બાકાત રહી ન હતી. અંગ્રેજોનો સૌરાષ્ટ્રમાં પ્રવેશ થવાથી કાઠીઓ ઉપર શું શું અસરો પડી તે ઉપરોક્ત મુદા જોતા એમ કહી શકાય કે કાઠીઓ અંગ્રેજોના સંપર્કમાં આવ્યા પછી ઘણા વ્યવહારૂ બનતા ગયા હતા અને અંગ્રેજી શિક્ષણ પણ મેળવતા થયા હતા. એ જ રીતે અંગ્રેજોએ પણ આ જ્ઞાતિને સુધારવા માટે ઘણા બધા પ્રયત્નો કર્યા હતા તેવુ જોઈ શકાય છે.

આમ છતાં અંગ્રેજો અને કાઠીઓ વચ્ચે ખાટા મીઠા સંબંધો રહ્યા હતા અને કાઠીઓએ અમુક અંગ્રેજ ઓફિસરોને મારવાના પ્રયત્નો કર્યા હતા. ચરખાના ચાંપરાજવાળાએ ૧૫[વિં] નેટીવ ઈન્ફન્ટ્રીના એક ઓફિસરને ઠાર માર્યો હતો. બીલખાના શાસક નાજાવાળા કાળાવાળા ક્યારેય પણ અંગ્રેજ અધિકારીઓને નમીને ચાલતા ન હતા, પણ તેના અન્ય ગુનાસર અને આ હિસાબે તેમને કાળા પાણીની સજા કરવામાં આવી હતી. આ સિવાય ઘણાય બધા કાઠીઓને જ્યારે તેઓ ગેરરસ્તે ગયા ત્યારે

તેમને સાચા રસ્તે લાવવા વિવિધ પ્રકારે અંગ્રેજોએ પ્રયત્નો કર્યા હતા.

## ૩.૯ રાજકોટ સત્યાગ્રહમાં દીવાન વીરાવાળા અને વાલેરાવાળા



**રાજકોટ  સત્યાગ્રહના સમાધાનની તસ્વીર જેમાં ગાંધીજી પાછળ વીરાવાળા.**

રાજકોટ સત્યાગ્રહ થવાનુ કારણ ધમેન્દ્રસિંહજીના રાજ્યની સ્થિતિ ખૂબ જ કથળી હતી તેમણે અનેક નવા કરવેરા નાંખ્યા હતા. દિવાસળી, ખાંડ, બરફ અને સિનેમાઘરના ઈજારાઓ આપ્યા હતા. રાજ્યના મકાનો પણ વેચવા કાઢ્યા હતા. કાર્નિવલ નામની કંપનીને મેળામાં જુગાર રમાડવાનો પરવાનો અપાયો હતો. આથી રાજકોટની જાગૃત પ્રજાએ રાજકોટ રાજ્યની સામે સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું. વળી આ સત્યાગ્રહ પહેલા રાજકોટ રાજ્યના પ્રજાજનોએ રાજકોટ કાપડ મીલની હડતાલ મજૂરોએ પાડી તેમાં તેને સફળતા મળી હતી. આથી તેઓ ઉત્સાહમાં હતા આથી પ્રજા અને કાઠિયાવાડ રાજકીય પરિષદ વધુ ઉત્સાહમાં હતી. લોકોએ ૧૫ ઓગષ્ટ ૧૯૩૮ના રોજ બ્રિટીશ એજન્સીની હદમાં જાહેર સભા ભરી.  તેના ઉપર દીવાન વીરાવાળા પડદા પાછળ રહીને લાઠી માર કરાવ્યો ત્યારે લોકોએ પછી સાંગણવા ચોકમાં સભા ભરી તેમાં પણ દીવાન વીરાવાળાએ લાઠી માર કરાવ્યો અને નેતાઓને કેદ કરાવ્યા. આથી લોકો વધુને વધુ જાગૃત થતા ગયા ત્યારે દીવાન વીરાવાળાએ તેમને જેલમાંથી છોડી મૂક્યા પછી તો રાજકોટ સત્યાગ્રહને સરદાર પટેલ અને ગાંધીજીની દોરવાણી મળતા પોતાની કુટ નીતિનો ઉપયોગ કરી સમાધાન તોડવાનો પ્રયત્ન કર્યો આ સમાધાન તોડવા પાછળ માત્ર દીવાન વીરાવાળા એક જ જવાબદાર ન હતા પણ તેમાં સૌરાષ્ટ્રના દેશી રજવાડાઓ પણ આ લડતથી નારાજ હતા અને સમાધાન ગમે તેમ કરીને તુટે તેવુ ઈચ્છતાં હતા.

દીવાન વીરાવાળાનું સૌરાષ્ટ્રના અનેક દેશી રજવાડાઓમાં મહત્ત્વનું સ્થાન અને માન હતું અને તેઓને સૌરાષ્ટ્રના દરેક રાજવીઓ માનથી જોતા હતા. આથી આ બધાજ દેશી રાજ્યોએ વીરાવાળાને રાજકોટ સત્યાગ્રહ નિષ્ફળ બનાવવામાં અંદરખાનેથી ટેકો આપ્યો હતો પણ જ્યારે રાજકોટ સત્યાગ્રહનું અંતે સમાધાન થયુ ત્યારે દોષનો ટોપલો એકલો દીવાન વીરાવાળાને માથે આવ્યો, તે ઈતિહાસનું બહુ પ્રસિધ્ધ નહીં એવુ સત્ય છે.

રાજકોટ સત્યાગ્રહ વખતે દીવાન તરીકે વીરાવાળા મૂળુવાળા હતા અને તેમના સગા ભત્રીજા કુ.શ્રી. વાલેરાવાળા રામવાળા બગસરા પોલીસ સુપ્રિન્ટેન્ડેટ હતા, તેથી તેમણે પણ આ સત્યાગ્રહમાં દીવાન વીરાવાળાની દોરવણી મુજબ જ કામ કર્યું હતું. જ્યારે સમાધાન તુટચા પછી કસ્તુરબા અને માણીબેન ૩ ફેબ્રુઆરી ૧૯૩૯ના રોજ રાજકોટ આવ્યા ત્યારે વાલેરાવાળાએ



કસ્તુરબાને હાથમાં નોટીસ આપી કે ‘‘તમારો રાજ્યની હદમાં પ્રવેશ થવાથી અશાંતિનો ભય રહે છે. તેથી તમારે બે મહિના સુધી રાજકોટ રાજ્યની હદમાં દાખલ થવું નહીં’’ પછી વાલેરાવાળાએ કસ્તુરબાને ગીરફતાર કરી વાંકાનેર પાસેના સણોસરા ગામે નજર કેદ મૂકી આવ્યા.[૧૭૮] આ સિવાય રાજકોટની લડતમાં વાલેરાવાળા ઘણા બધા લોકોને અને સત્યાગ્રહીઓને પકડીને રાજકોટ બહાર જંગલમાં મૂકી આવ્યા હતા.

આ સત્યાગ્રહ બાબતે વાલેરાવાળાના ધર્મ પત્ની માણીબાને કસ્તુરબા તેમના બંગલે સમજાવવા માટે પણ આવ્યા હતા કે વાલેરાવાળાને આ બાબતે સમજાવો પરંતુ માણીબાએ કસ્તુરબાને કહ્યું હતું કે અમે આ બાબતે પુરૂષોની કામગીરીમાં કોઈ દખલગીરી કરતા નથી.[૧૭૯] વાલેરાવાળા એક પ્રમાણિક સુપ્રિન્ટેન્ડેટ હતા અને તેમણે પોતાની રોજનીશી પણ લખી છે. તેમાંથી રાજકોટ સત્યાગ્રહની ઘણી વાણપીછાણી બાબતો જાણવા મળે છે કે આજ સુધીના કોઈ ઈતિહાસકારોએ તે રોજનીશીનો પોતાના સંશોધનમાં અભ્યાસ કર્યો નથી તે ઘણી દુઃખદ બીના છે.

આખરે દીવાન વીરાવાળાની કુટ નીતિ અને મુત્સદીગીરીને હિસાબે રાજકોટ સત્યાગ્રહ આંશિક રીતે નિષ્ફળ ગયો અને ગાંધીજીએ પણ રાષ્ટ્રીય શાળામાં કરેલા ઉપવાસ તેમણે અધવચ્ચેથી છોડવા પડ્યા અને તેમણે દીવાન વીરાવાળાને કહ્યું કે ‘‘દરબાર વીરાવાળા હું હાર્યો છું તમે જીતજો પ્રજાને અપાઈ એટલુ આપીને રીઝવજો અને મને તાર કરજો જેથી આ ઘડી બળી ખાખ થયેલી દેખાતી મારી આશાવેલ ફરી લીલી થવા પામે.’’[૧૮૦] ટૂંકમાં દીવાન વીરાવાળાએ ગાંધીજી, સરદાર પટેલ,ન્યાયમૂર્તિ મોરીસ ગ્વાયર અને પેટ્રીક કેડલ વગેરેને પોતાની કુટ નીતિથી ભોળવી રાજકોટ સત્યાગ્રહને સફળ થવા દીધો ન હતો.

## ૩.૧૦ આઝાદીની ચળવળમાં કાઠીઓએ ભજવેલ ભાગ



**ઢેબરભાઈની સાથે વાઘણિયા દ. શ્રી અમરાવાળા  સાહેબ.**

જ્યારે સૌરાષ્ટ્રની પ્રજાને ખબર પડી કે આપણે ગુલામ છીએ ત્યારે અને ગાંધીજીના ઈ.સ. ૧૯૧૫માં ભારત આગમન પછી ધીરે ધીરે આઝાદીની ચળવળ શરૂઆત પામતી ગઈ. ભારતની આઝાદીની ચળવળ દુનિયામાં વિશિષ્ઠ અને અનોખા પ્રકારની આલેખાય છે અને એ ચળવળમાં લગભગ દરેક વર્ગના લોકોએ કાંઈકને કાંઈક ભાગ લીધો હતો તે અસર કાઠી જ્ઞાતિમાં પહોચી હતી અને ગાંધીજીના વિચારોથી કાઠી યુવાનો પણ આકર્ષાયા હતા. જેમાં ચાડિયાના (તાલુકો ચલાળા) નાજભાઈ નથુભાઈ વાળા, હડાળા દ.શ્રી. વાજસુરવાળા, ચુડા દ.શ્રી.ભાભાવાળા, સણોસરાના (તાલુકો ચોટીલા) ભગુભાઈ વીરાભાઈ ખાચર, તરવડાના (જિલ્લો અમરેલી) બાબરિયા સુરીગભાઈ અને પાડરસીંગાના રાવતભાઈ ખુમાણ વગેરે ગાંધી

વિચારોથી આકર્ષાયા હતા અને તેઓ ખાદી પહેરતા હતા.

જૂનાગઢ બાબતે આરઝી હકુમતની સ્થાપના થઇ ત્યારે વાઘણિયા દરબાર અમરાવાળાએ તેને સમર્થન આપ્યું હતું અને તેઓના ન્યાયધીશ શ્રી.સુરગભાઇ કાળુભાઇ વરૂ તો એ આરઝી હકુમતમાં જોડાયા હતા અને સુરગભાઇને લશ્કર અને સૈન્ય ભરતી ખાતાના પ્રધાન બનાવવામાં આવ્યા હતા.

આરઝી હકુમતને વાઘણિયા દરબાર અમરાવાળાએ માન્યતા આપી હતી પછી જ્યારે રાજસ્થાની ખાતું સંભાળી સરદાર વલ્લભભાઇ સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે હડાળા દરબાર અમરાવાળા તથા કુ.શ્રી લક્ષ્મણવાળા તથા કુ.શ્રી. રાવતવાળાએ તેમને હારતોરાથી સત્કાર્યા હતા.[૧૬૧]



સ્વાતંત્ર્યસેનાની રાવતભાઇ ખુમાણ-પાડરશીંગા



સ્વાતંત્ર્યસેનાની દાનાભાઇ ખાચર - ખાંભડા

ખાંભડાના દાનાભાઇ ભીમભાઇ ખાચર મેટ્રીક સુધી ભણ્યા હતા અને સુધારક હતા, પોતે ગામના ઘણા ભાઇઓને અફીણ તથા દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લેવરાવી હતી. જસદણ સંમેલનના (ઇ.સ.૧૯૨૯) ધારાધોરણ પ્રમાણે ચાલવાને પ્રતિજ્ઞા પત્ર પર સહીઓ પણ કરાવી હતી તેમણે આઝાદીની લડતમાં પોતાની નાદુરસ્ત તબિયતનું ભાન રાખ્યા વિના જોડાવાની અદમ્ય ઇચ્છા હતી પણ તેમ ન થઇ શક્યું પરંતુ પોતે ઉજી તારીખે સામુદાયિક સવિનયભંગ માટે કણબી પટેલોની એક ટુકડીની સરદારી લઇ રાણપુર મીઠાના કાયદાનો ભંગ કરી આવ્યા. પોતે આ યુદ્ધને ધર્મયુદ્ધનું નામ આપે છે અને કહે છે કે મહાત્મા ગાંધી અમૃતલાલ શેઠ જેવા મહા પુરૂષો જેલમાં ખોરી જારનો રોટલો ખાય અને આપણને દૂધ ચોખા કેમ ભાવે ? બીજી દિવસે જાળીલાથી એભલભાઇ કાળાભાઇ પટગીર દાનાભાઇને ત્યાં મહેમાન થયા અને આખા ગામના કાઠી ભાઇઓને તથા ગામના બીજા લોકોને એકઠા કરી અસંખ્ય માણસોને સ્વદેશી વસ્ત્રો પહેરવાની પ્રતિજ્ઞા લેવરાવી અને બધાને આ ધર્મયુદ્ધધનું રહસ્ય સમજાવ્યું. દાનાભાઇએ તેના નાના ભાઇ જે શિકાર કરવાના શોખીન હતા તેમને પણ આવું પાપ ન કરવા સોંગન ખવરાવ્યા, તેમણે કારજમાં મિષ્ટાન ન ખાવાની તેમજ પરદેશી વસ્ત્ર જેમ બને તેમ નહીં પહેરવાની બાધા લીધી હતી. તેઓ ગામની પ્રજાના રક્ષણ અર્થે ચોરે સુઇને તેઓની રખેવાળી કરવાનું કામ કરતા હતા.[૧૬૨]

અમરેલીના સુરીગભાઇ રાણીંગભાઇ મીઠાવેરો રદ કરવાની લડતમાં જોડાયા હતા અને ૯મીને બુધવારે તેમણે ધોલેરામાં



મીઠાનો કાયદો તોડીને કાઠી કોમને દિપાવી હતી.[૧૬૩]

દામનગર તાલુકાના પાડરસીંગા ગામના રાવતભાઇ ખુમાણ મેટ્રીક પાસ કરી પહેલા વર્ષમાંથી જ કોલેજ છોડીને લડતમાં જોડાય ગયા હતા તેને પણ ગાંધીજીનો રંગ લાગ્યો હતો. તેઓ રાજકોટની લડતમાં ટુકડી લઇને ગયા ત્યાં દીવાન વીરાવાળાને ખબર પડી તે તેમને બોલાવીને ઠપકો આપ્યો હતો કે ''કાઠી થઇને આ પોતડી ભેગો આવ્યો ? ઘર ભેગો થઇ જા નહીંતર મરી જઇશ'' રાવતભાઇ તેમ છતાં દીવાન વીરાવાળાનું માન્યા ન હતા, ત્યારે તેમને પોલીસે ખૂબ માર માર્યો અને કુવાડવાની સીમમાં મોટર પાછળ ઢસડ્યા હતા. બીજે દિવસે કોઇકે તેમને દવાખાને પહોંચાડ્યા પણ તે જીવ્યા ત્યાં સુધી વાંસામાં તે ઢસડાયાના નિશાન રહ્યા હતા અને એક કાન આ લડતમાં તૂટી ગયાનું નિશાન રહી ગયુ હતું.[૧૬૪]

અમરેલી તાલુકાના દેવળીયા (ચક્કરગઢ)ના પીઢ ગાંધીવાદી નેતા સુરગભાઇ દેવાયતભાઇ જેબલિયા હતા, તેઓનું તા.૩૦-૭-૨૦૦૧ના રોજ ૮૪ વર્ષની ઉંમરે મૃત્યુ થયું હતું. તેઓ સતત ૩૫ વર્ષ સુધી સરપંચ પદે સેવા આપી અનેક કાર્યો કર્યા હતા અને કાઠી બોર્ડીંગમાં તેણે ૪૦ વર્ષ સુધી સક્રિય રહી ટ્રસ્ટી રહ્યા હતા. તથા નવા સૂરજદેવળ મંડળમાં પણ પચ્ચીસ વર્ષ સુધી સેવા આપી હતી.[૧૬૫]

## ૩.૧૧ કાઠીઓનું સૌરાષ્ટ્રમાં ઐતિહાસિક સ્થાન

કાઠીઓએ કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં પ્રવેશીને રાજસત્તા પણ સ્થાપી અને સૌરાષ્ટ્ર ઉપર એવી બધી ઊંડી અને ચિરસ્થાયી અસર ઉભી કરી કે સૌરાષ્ટ્રનું નામ જ કાઠી ઉપરથી ''કાઠિયાવાડ'' બની ગયું અને સૌરાષ્ટ્રના ઘણા ગામો અને સ્થળો સાથે કાઠીઓના નામો પણ જોડાયા. પરંતુ કાઠીઓમાં ભાઇએ ભાગનો રિવાજ હોવાથી કાઠીઓનું એક પણ પ્રથમ વર્ગનું રજવાડુ ઉભુ થઇ શક્યું નહીં અને નાના મોટા રાજ્યોમાં વહેચાતા ગયા. તેમ છતાં કાઠીઓએ સૌરાષ્ટ્રના એકે એક રાજવંશોની સાથે જોરદાર ટક્કર લીધી હતી અને સોરઠમાં તેમણે પોતાનું વચ્ચે સ્થાન જમાવ્યું હતું. મરાઠાઓને પણ તેમણે હંફાવ્યા હતા. વળી કાઠીઓએ ઘણો બધો વિસ્તાર તો કબજે કરી જ લીધો હતો. તે છેક ઇ.સ.૧૯૪૭માં આઝાદી વખતે ઘણા કાઠી જમીનદારો પાસે ૨૦૦ થી ૫૦૦ વિઘા સુધીની જમીનો તો રહી જ હતી, જ્યારે અન્ય રાજપૂતોના પ્રમાણમાં જમીનોની બાબતમાં કાઠીઓએ ઘણો જ ગરાસ સાંચવ્યો હતો અને જમીનોના માલિક રહ્યા હતા.

કાઠીઓની પાસે શરૂઆતમાં સૌરાષ્ટ્રનો ઘણો વિસ્તાર હતો પણ તેઓ પોતાના જ્ઞાતિગત રિવાજ અને તેની યુદ્ધ નીતિને હિસાબે તેઓ નબળા બનતા ગયા અને ત્યારે સૌરાષ્ટ્રના અન્ય રાજવંશોએ કાઠીઓ પાસે તેમના રાજ્ય વિસ્તાર ખૂંચવવા માંડ્યા. નવાનગરે માંજરિયા પાસેથી કાલાવડ ચોવીસી પડાવી લીધી. બાબરિયાઓ પાસેથી ઝાલાઓએ રાજ્ય પડાવી લીધું એ જ રીતે ગોહીલો અને ગાયકવાડે કાઠીઓનો ઘણો વિસ્તાર પડાવી લીધો તેથી તેઓ વધુને વધુ નિર્બળ બનતા ગયા અને મોટા રાજ્યોની સામે કાઠીઓએ જોરદાર લડત આપી અને ચિત્તલમાં સંયુક્ત મુકાબલાની પણ કોશિષ કરી હતી. પણ તેઓ તેમાં નિષ્ફળ નિવડ્યા હતા. પરંતુ જ્યારે વોકર સેટલમેન્ટ થયુ ત્યાર પછીથી કાઠીઓ પાસે જેટલો વિસ્તાર રહ્યો હતો તેટલો વિસ્તાર કાયમ રહ્યો પણ ગાયકવાડના ઇ.સ.૧૮૭૭ના કાયદાએ પણ તેમનો ઘણો ગરાસ ખૂંચવી લીધો.

આ રીતે કાઠીઓ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ઘણા બધા કારણોસર મોટા રાજ્યો સ્થાપી શક્યા નહીં તેમ છતાં જસદણ અને થાણાદેવળી જેવા પ્રગતિશીલ રાજ્યોએ મોડેમોડે ભાઇએ ભાગનો રિવાજ કાઢી નાંખી ટીલાયત અને ફટાયાનો રિવાજ અપનાવી પોતાના રાજ્યના ભાગલા થતા અટકાવ્યા અને છેક ૧૯૪૭ સુધી સૌરાષ્ટ્રમાં ઘણા બધા અખંડ કાઠી રાજ્યો જળવાયા હતા.

આમ ૧૭ મી સદીથી ૧૯ સદીના આરંભ સુધીમાં સૌરાષ્ટ્રમાં રાજકીય સ્થિતિ ભારે ગૂંચવાડાવાળી, વ્યવસ્થાતંત્ર વગરની અને રાજકીય કુસંપો, લડાઇ તેમજ અરાજકતાવાળી હતી. મીયાણાઓ અને વાઘેરો વહાણો ભાંગવાનો અને ચાંચિયાગિરીનો ધંધો કરતા, રાજપૂતો પણ પાડોશીઓની જમીનો પડાવી લઇ તેના માલિક બની જઇ વધુ વિસ્તારનો કબ્જો લઇ સ્વતંત્ર બનતા હતા. બળવાનનો સિધ્ધાંત કામ કરવા લાગ્યો હતો અને બળવાન નબળાને દબાવી દેતો લગભગ બધે જ અવિશ્વાસનું વાતાવરણ ફેલાયેલું હતું. વહીવટી તંત્રના કોઇ ચોક્કસ ધોરણો ન હતા. આવે સમયે કાઠીઓએ રાજતંત્ર સ્થાપવા પોતાની

પદ્ધતિ મુજબ સૌરાષ્ટ્રમાં પોતાના શાસનો સ્થાપ્યા હતા પણ અન્ય વર્ગ કરતા તેઓ વધુ જજુમ્યા અને તેઓની યુદ્ધ પદ્ધતિને હિસાબે તેઓને ઈતિહાસમાં નબળા ચિતરવામાં આવ્યા. હકીકતે તો કાઠીઓએ પણ જે તે સમયે અન્ય જાગીરદાર વર્ગો જેવી જ લૂંટફાટો કરી બીજાના વિસ્તારો પડાવ્યા હતા, તેમ છતાં તેમને નામે લુંટફાટનો આરોપ વધુ ચડેલો જણાય છે.

આ રીતે છેલ્લી ૧૯મી સદીની શરૂઆત  સુધીનું સૌરાષ્ટ્ર અસ્તવ્યસ્ત અને લડાઈ ઝઘડાથી ભરેલું અને બળવાનોના પગતળે દબાયેલુ જ રહ્યું હતું. એવી સમયે કાઠીઓ પોતાનો રાજસ્થાપનનો વિચારને વધુ ફેલાવવા માટે ખૂબ જ જજુમ્યા હતા. આ કારણથી તેમને સૌરાષ્ટ્રના અન્ય રાજવંશો સાથે અનેક વર્ષો પોતાની રાજસ્થાપનની નીતિ છોડી શાંત બન્યા હતા. તો બીજી બાજુ વોકર સેટલમેન્ટ થતા હવે કોઈ પણ કાઠી ગરાસદારનો કોઈ પણ મોટુ રજવાડુ જરાય ખોટી રીતે ગરાસ પડાવી લે તેમ ન હતું. તેથી કાઠીઓમાં ઘણો સુધારો આવ્યો હતો તેમ કહી શકાય.

* * *

## પાદનોંધ

(૧) શાસ્ત્રી કે.કા. (સંપાદક) ''ધુમલી રાજકીય અને સંસ્કૃતિ'' પોરબંદર, પ્ર.આ.ઈ.સ.૧૯૮૨, પૃ.૧૫૧.
(૨) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ'' સણોસરા, ઈ.સ.૧૯૯૭, પૃ.૭૧.
(૩) બારોટ નાજાભાઈ ગોદડભાઈ ''હાટી પરજ'' જેતપુર ઈ.સ.૧૯૮૫, પૃ.૨૩૦.
(૪) પાઠક જગજીવન ''મકરધ્વજવંશી મહિપમાળા'' પોરબંદર, વિ.સં.૧૯૭૮, પૃ.૧૨૪.
(૫) કવિ કહાનજી ધર્મસિંહ ''કાઠિયાવાડી સાહિત્ય'' ભાગ-૧, રાજકોટ, પ્ર.આ. વિ.સં.૧૯૭૯, પૃ.૨૩.
(૬) ખાચર પ્રધુમ્ન ''તવારીખ''  જૂનાગઢ ઈ.સ.૨૦૦૪ .પૃ.૭.
(૭) વોટસન જે.ડબલ્યુ.(અનુવાદ) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ'' મુંબઈ ઈ.સ.૧૮૮૬, પૃ.૪૮૪.
(૮) ખાચર પ્રદ્યુમ્ન ''ઈતિહાસ સુમન'' જૂનાગઢ, પ્ર.આ.ઈ.સ.૨૦૦૧, પૃ.૨૪.
(૯) પરીખ પી.સી.''ગુજરાતના અભિલેખો સ્વાધ્યાય અને સમિક્ષા'' અમદાવાદ, ઈ.સ. ૧૯૯૧ પૃ.૧૧૧.
(૧૦) વરૂ સુરગભાઈ ''હું કોણ છું ?'' નાગેશ્રી ઈ.સ.૧૯૯૬, પૃ.૩૦.
(૧૧) પોરબંદર સ્ટેટ ડિરેક્ટરી પુસ્તક-૩, રાજકોટ ઈ.સ.૧૯૧૭, પૃ.૫૧,૫૯ અને ૧૯૩.
(૧૨) પાઠક જગજીવન ''મકરધ્વજવંશી મહિપમાળા'' પોરબંદર પ્ર.આ. વિ.સં.૧૯૭૮, પૃ.૨૪૬.
(૧૩) File No.24 - 1947/1948 - " Khari Bagasara affairs " N.A.I., New Delhi.
(૧૪) વોરા ગુલાબશંકર ''જૂનાગઢનો ઈતિહાસ'' જૂનાગઢ, ઈ.સ.૧૮૯૮, પૃ.૮-૧૦.
(૧૫) દેસાઈ શંભુપ્રસાદ ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' રાજકોટ ત્રીજી આવૃતિ, ઈ.સ.૧૯૯૦, પૃ.૨૧૪.
(૧૬) વાળા સહદેવસિંહ ''સૂર્યવંશ અને વાળા રાજપૂત રાજવંશ'' રાજકોટ પ્ર.આ. ઈ.સ.૧૯૯૮, પૃ.૨૪૪.
(૧૭) ચુડાસમા કરણસિંહ ગો. ''વિશ્વ માનવવંશ'' ધોલેરા, પૃ.૨૬.
(૧૮) શ્રી મનુભા બાપુ (ચેરનું જીવન ચરિત્ર) પ્રકાશક જન્મ શતાબ્દિ સમિતિ ધંધુકા, ડિસેમ્બર, ૧૯૮૩, પૃ.૧૧.
(૧૯) ખાચર પ્રદ્યુમ્ન ભ. 'કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ'' સણોસરા, ઈ.સ.૧૯૯૭, પૃ.૩.
(૨૦)Watson J.W.( Un Published ) "History of Kathis" A.D.1883 Page. 4.(અપ્રગટ).
(૨૧) ખાચર પ્રદ્યુમ્ન ભ. 'કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ'' સણોસરા, ઈ.સ.૧૯૯૭, પૃ.૪૭.
(૨૨) રાયજાદા વિક્રમસિંહ ''ચુડાસમા રાજવંશનો ઈતિહાસ'' રાજકોટ, પ્ર.આ.ઈ.સ.૧૯૯૫, પૃ.૨૬૨-૬૪.
(૨૩) બાવીસી મુગટલાલ ''લીંબડી રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ. ઈ.સ.૨૦૦૦, પૃ.૨.



(૨૪) ઠાકર ધીરૂભાઈ (સંપાદક) ''ગુજરાતી વિશ્વકોશ'' ભાગ-૮ અમદાવાદ, પ્ર.આ.ઈ.સ.૧૯૯૭, પૃ.૨૭
(૨૫) શાહ અમૃતલાલ ''ધ હિંદ રાજસ્થાન'' અમદાવાદ ઈ.સ.૧૮૯૧, પૃ.૧૩૪.
(૨૬) શાહ રતિલાલ ''મખવાનનો અર્થાત... અને  ધ્રાંગધ્રાનો ઈતિહાસ'' માંડલ સંવત ૨૦૨૪, પૃ.૯૦.
(૨૭) શુક્લ નથુરામ ''ઝાલાવંશ વારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૫૮૩.
(૨૮) અન્ય ઠેકાણે આ ઘોડેસવારોની સંખ્યા ૧૬૦૦ દર્શાવવામાં આવી છે.
(૨૯) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૫૮૪.
(૩૦) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને''(કટાર) ફૂલછાબ તા.૧૯-૬-૨૦૦૨.
(૩૧) શાહ અમૃતલાલ ''ધ હિંદ રાજસ્થાન'' અમદાવાદ ઈ.સ.૧૮૯૧, પૃ.૧૬૦.
(૩૨) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૬૨૭.
(૩૩) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૬૨૮.
(૩૪) જાની એસ.વી. ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ. ૨૦૦૩, પૃ.૨૭૯.
(૩૫) ચંદ્રસિંહજી બીજા ઉર્ફે ડોસાજીનો સમય ઈ.સ.૧૭૮૭ થી ૧૮૦૯ સુધીનો છે. જ્યારે ગોંડલના ઠાકોર સાહેબ કાનોજીનો શાસનકાળ ઈ.સ.૧૮૧૪ થી ૧૮૨૧ છે. એટલે આ ઘટના વખતે તે કાનોજી યુવરાજ હોવા જોઈએ.
(૩૬) File No.E-12-2 / 1942 -  "Loan by Wankaner Darbar Shri to Khachar Hathia Desa, & Juridition Talukdar of Anandpur, " N.A.I., New Delhi.
(૩૭) ટાપરિયા જસવંતસિંહ ''અમર ચરિત્ર'' વાંકાનેર ઈ.સ.૧૯૭૯, પૃ.૫૦.
(૩૮) ટાપરિયા જસવંતસિંહ ''અમર ચરિત્ર'' વાંકાનેર ઈ.સ.૧૯૭૯, પૃ.૨૬૨.
(૩૯) બાવીસી મુગટલાલ (લેખ) ''ચુડા રાજ્યનો સંક્ષિપ્ત ઈતિહાસ'' પથિક જૂન ઈ.સ.૧૯૮૪, પૃ.૩૧.
(૪૦) ખાચર પ્રદ્યુમ્ન ભ. (લેખ) ''ઝાલા રાજકૂળ'' સંશોધન ,ઓકટો-ડિસે.ઈ.સ.૨૦૦૩, પૃ.૫૪.
(૪૧) જાની બળવંત,રોહડિયા રતુદાન(સંપાદકો)''ચારણી સાહિત્ય પ્રદીપ'' ભાગ ૨,રાજકોટ,પ્ર.આ.ઈ.સ.૧૯૯૮ પૃ.૪૯.
(૪૨) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ''માં જે.ડબલ્યુ. વોટસન પૃ.૩૫૫ ઉપર રાયસિંહજીને ઈ.સ.૧૭૬૮માં મર્યાનુ બતાવે છે ખોટું છે. એ જ રીતે દેસાઈ શંભુપ્રસાદ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' ત્રીજી આવૃતિ ઈ.સ.૧૯૯૦, પૃ.૬૯૪ ઉપર રાયસિંહજીને ઈ.સ.૧૭૬૨માં મર્યાનું જાણાવે છે તે પણ ખોટું છે.
(૪૩) દેસાઈ શંભુપ્રસાદ ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' રાજકોટ, ત્રીજી આવૃતિ, ઈ.સ.૧૯૯૦, પૃ.૬૯૪.
(૪૪) વોટસન જે.ડબલ્યુ. (અનુવાદ) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ''મુંબઈ ઈ.સ.૧૮૮૬, પૃ.૩૫૫.
(૪૫) રોહડિયા રતુદાન (સંપાદકો) ''ચારણી સાહિત્ય પ્રદીપ'' ભાગ-૨ રાજકોટ, પ્ર.આ. ઈ.સ.૧૯૯૮, પૃ.૪૯.
(૪૬) શ્રી વાસ્કુરભાઈ વી. ખાચર પાળિયાદની રૂબરૂ મુલાકાતને આધારે.
(૪૭) જેબલિયા નાનાભાઈ ''આપા વિસામણ'' રાજકોટ, ઈ.સ.૧૯૮૯, પૃ.૧૦૮.
(૪૮) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'' (કટાર) ફૂલછાબ તા.૨૮-૭-૨૦૦૪, પૃ.૪.
(૪૯) મહંતશ્રી અમરાબાપુ (જગ્યા) પાળિયાદની રૂબરૂ મુલાકાતને આધારે.
(૫૦) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'' (કટાર) ફૂલછાબ તા.૧૯-૫-૨૦૦૪, પૃ.૮.
(૫૧) શેષમલજી પહેલાની સાયલામાં આવેલી છતરડીના શિલાલેખની વાંચનાને આધારે.
(૫૨) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૮૦૩.
(૫૩) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૮૧૬.
(૫૪) બાવીસી મુગટલાલ ''લીંબડી રાજ્યનો ઈતિહાસ''અમદાવાદ પ્ર.આ.ઈ.સ.૨૦૦૦, પૃ.૧૧.
(૫૫) શાસ્ત્રી હરિપ્રસાદ ''ગુજરાતના ઐતિહાસિક લેખો'' ભાગ-૫, મુંબઈ, પૃ.૨૧૫.

(૫૬) વોટસન જે.ડબલ્યુ. (અનુવાદ) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ''મુંબઈ ઈ.સ.૧૮૮૬, પૃ.૫૬૫.
(૫૭) જોશી વસનજી ''શ્રી યશવંત જીવન ચરિત્ર'' પૃ.૧૮ ઉપર લખે છે કે હરભમજી કેટલાક કાઠીઓ અને ૪૦૦ કાઠિયાણીઓને પકડી લાવ્યા હતા, અહીં લેખકે રાજ્યનું પ્રકાશન ગણીને થોડી વધારે અતિશયોક્તિ કરી દેખાય છે. બાકી કાઠી અને કાઠિયાણીઓ મળીને અંદાજે ૪૦૦ જેટલી સંખ્યા હશે.
(૫૮) શુક્લ નથુરામ ''ઝાલાવંશવારિધિ'' વાંકાનેર ઈ.સ.૧૯૧૭-૧૮, પૃ.૮૧૯.
(૫૯) ચોપડા નં.૧૧૩, હસ્તપ્રત નં.૩૭૨૩,ચારણી સાહિત્ય હસ્તપ્રત ભંડાર,સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ
(૬૦) શાહ હેમરાજ (સંપાદક) ''દુલેરાય કારાણી વિશેષ'' મુંબઈ પૃ.૧૦૨.
(૬૧) (૧) બરવાળા (૨) કુંડળ (૩) જાળિલા (૪) વેજલકા (૫) ચંદરવા (૬) સુંદરિયાણા (૭) ગુંદા (૮) ખાંભડા (૯) રોજીદ (૧૦) ચાચરિયા (૧૧) રેફડા (૧૨) સાળીંગપુર.
(૬૨) ''કાઠી રાજપૂત''(માસિક) વર્ષ-૫, અંક-૪, તા.૨૬-૧૨-૧૯૩૩, પૃ.૧૫.
(૬૩) '' કાઠી રાજપૂત''(માસિક) વર્ષ-૬, અંક-૨, તા.૧૬-૧૧-૧૯૩૪, પૃ.૧૪.
(૬૪) પંજવાણી મૂળજી ''અક્ષરધામ ગઢપુર'' ગઢડા (સ્વામીના) ઈ.સ.૧૯૯૩,પૃ.૬૯-૭૦.
(૬૫) બાવીસી મુગટલાલ ''લીંબડી રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ.ઈ.સ.૨૦૦૦, પૃ.૬૬.
(૬૬) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૫, અંક-૫, તા.૨૫-૧-૧૯૩૪, પૃ.૭.
(૬૭) File No.1760/1899 -(1) - "Lakhtar state V/S Khachar Bhan Jetha and Shadul Dada of Chotila and others regarding appointment mahant for Surajdeval," National Archives of India, New Delhi.
(૬૮) File No.1760/1899 -(2) -" Lakhtar state V/S Khachar Bhan Jetha and Shadur Dada of Chotila and others regarding appointment mahant for Surajdeval," National Archives of India, New Delhi.
(૬૯) File No.1760 / 1899 (4) - "Dispute regarding of appointment a Mahant & Surajdeval Temple situated of Songadh under Lakhtar," N.A.I., New Delhi.
(૭૦) File No.1760 / 1899 (5) - "Dispute regarding of appointment a Mahant & Surajdeval Temple situated of Songadh under Lakhtar," N.A.I., New Delhi.
(૭૧) File No.2421-1911 - "Khachar Bhan Jetha and Khachar Surag Shardul representing kathi community V/S Lakhtar State, Bhagat unad Mahant of Songadh, under thana Lakhtar claim regarding Surajdeval temple," National Archives of India, New Delhi.
(૭૨) રત્નુ માવદાનજી ''શ્રી યદુવંશપ્રકાશ'' કાલાવાડ, ઈ.સ.૧૯૩૪, તૃતિય ખંડ, પૃ.૬૬.
(૭૩) કાળા માંજરિયાએ આ રાજ્ય સ્થાપ્યું ત્યારે સાત ચોવીસીઓ હતી, પછી કાઠીમાં ભાઈએ ભાગનો રિવાજ હોવાથી કદાચ દેવાયત માંજરિયાના સમયમાં આ ચોવીસીમાં ઘણા ભાગદારો થયા હશે અને એ રીતે જ માંજરિયાઓ નબળા પડતા જામ રાવળે તેનું રાજ્ય જીતી લીધું હોવું જોઈએ.
(૭૪) ઈલિયટ અને ડાઉસન ''તબકાતે અકબરી'' (હિંદી) ગ્રંથ-૫, આગ્રા, ઈ.સ.૧૯૭૭, પૃ.૩૮૨.
(૭૫) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''ભૂચર મોરીની લડાઈ'' સુકી સાજડિયાળી, પ્ર.આ.ઈ.સ.૨૦૦૦, પૃ.૧૩.
(૭૬) દેસાઈ શંભુપ્રસાદ (અનુવાદક) ''તારીખે સોરઠ વ હાલાર'' જૂનાગઢ, દ્વિતિય આવૃતિ ઈ.સ.૨૦૦૩, પૃ.૧૯૬.
(૭૭) રત્નુ માવદાનજી ''શ્રી યદુવંશપ્રકાશ'' કાલાવાડ, ઈ.સ.૧૯૩૪, પ્રથમ ખંડ, પૃ.૨૭૪.



(૭૮) જાની એસ.વી. ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ. ૨૦૦૩, પૃ.૫૯.
(૭૯) "The Ruling Princes, Chiefs and Leading Personages in the Western India States Agency" Second Edition, 1935, Page 58.
(૮૦) કવિ અલરાજ ''અમર સંગ્રહ'' થાણાદેવળી ઈ.સ.૧૯૩૭, પૃ.૩૧.
(૮૧) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૯, અંક-૫,૬,૭, તા.૧૩-૪-૧૯૩૮, પૃ.૧૩.
(૮૨) વોટસન જે.ડબલ્યુ. (અનુવાદ) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ''મુંબઈ ઈ.સ.૧૮૮૬, પૃ.૧૫૧.
(૮૩) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૩, અંક-૪, તા.૧૮-૧-૧૯૩૨, પૃ.૭.
(૮૪) શાસ્ત્રી જીવરામ ''ગોંડળનો ઈતિહાસ'' ગોંડળ, ઈ.સ.૧૯૨૭, પૃ.૧૧૯.
(૮૫) શાસ્ત્રી જીવરામ ''ગોંડળનો ઈતિહાસ'' ગોંડળ, ઈ.સ.૧૯૨૭, પૃ.૧૬૫.
(૮૬) વિદ્યાધિકારીની કચેરી ''ગોંડલનો ઈતિહાસ'' ગોંડલ, વિ.સં.૧૯૯૮, પૃ.૨૨.
(૮૭) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'' (કટાર) ફૂલછાબ તા.૪-૧૨-૨૦૦૨, પૃ.૮.
(૮૮) દેસાઈ શંભુપ્રસાદ ''ઈતિહાસ દર્શન'' ભાગ-૬, જૂનાગઢ, પ્ર.આ.ઈ.સ.૧૯૯૫, પૃ.૧૨૨.
(૮૯) યદુવંશપ્રકાશમાં આ ઘટના નથુજીના કાળમાં બનેલી તેઓ ઉલ્લેખ છે, તેમાં તેણે જેતપુરના હાદો ખુમાણ, રાણીંગવાળા, નાજા ખાચર, રૂપો જમાદાર, લવીંગ જમાદાર વગેરેને કલોજી સાથેની લડાઈમાં સાથીદારો બતાવ્યા છે. આથી જોગીદાસ ખુમાણના પિતા હાદા ખુમાણ હોય તો આ ઘટના નથુજીના સમયમાં જ બની છે એમ માનવું પડે. બાકી જીવરામ કાળીદાસ શાસ્ત્રીએ આ ઘટનાને ભા કુંભાજી બીજાના સમયમાં બતાવી છે.
(૯૦) શાસ્ત્રી જીવરામ ''ગોંડળનો ઈતિહાસ'' ગોંડળ, ઈ.સ.૧૯૨૭, પૃ.૭૮.
(૯૧)સ્વ. બારોટ કાનજી ભુટા ચલાળાની માહિતી.
(૯૨) આ ચડાઈનો સમય શંભુપ્રસાદ દેસાઈ ઈ.સ.૧૭૫૫ બતાવે છે.
(૯૩) કવિ અલરાજ ''અમર સંગ્રહ'' થાણાદેવળી, ઈ.સ.૧૯૩૭, પૃ.૩૧.
(૯૪) બારોટ કાનજી ભુટા (લેખ) ''સાણિયા વિંછીયાની વછેરી તો નવાઈ કરશે બાપ'' ઉર્મિનવરચના અંક-૭-૮, ઓક્ટો.નવે.૧૯૭૦, પૃ.૪૯૦.
(૯૫) શ્રી નાનાભાઈ નથુભાઈ બારોટ સણોસરા તા. ચોટીલાના ચોપડાને આધારે.
(૯૬) મેઘાણી ઝવેરચંદ ''સૌરાષ્ટ્રની રસધાર'' (સંકલિત આવૃત્તિ) ભાવનગર ઈ.સ.૧૯૯૯, પૃ.૩૮૩-૮૪.
(૯૭) દેસાઈ શંભુપ્રસાદ ''જૂનાગઢ અને ગિરનાર'' રાજકોટ, બીજી આવૃતિ, ઈ.સ.૧૯૯૦, પૃ.૧૬૧.
(૯૮) વોટસન જે.ડબલ્યુ. (અનુવાદ) ''કાઠિયાવાડ સર્વસંગ્રહ''મુંબઈ ઈ.સ.૧૮૮૬, પૃ.૪૧૫.
(૯૯) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૫, અંક-૯,૧૦,૧૧, તા.૨૦-૮-૧૯૩૪, પૃ.૧૭.
(૧૦૦) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૨, અંક-૯, તા.૨૫-૬-૧૯૩૧, પૃ.૨૫.
(૧૦૧) શેરખાન ઉર્ફે બહાદુરખાનજી પહેલા તો ઈ.સ.૧૭૫૮માં મૃત્યુ પામ્યા હતા, તેથી કાઠીઓને આ પરગણાઓ તેના પછી આવેલા બીજા શાસક મહાબતખાનજી પહેલાએ આપ્યા હોવા જોઈએ. આમ ઘણા પુસ્તકોમાં ઈ.સ.૧૭૬૦ની સાલ આપી છે તે ખોટી ઠરે છે.
(૧૦૨) વિદ્યાધિકારીની કચેરી ''ગોંડલનો ઈતિહાસ'' વિ.સં.૧૯૯૮, પૃ.૪૩-૪૪.
(૧૦૩) વરૂ સુરગભાઈ ''હું કોણ છું ? '' નાગેશ્રી ઈ.સ.૧૯૯૬, પૃ.૯૨.
(૧૦૪) ઘણા ગ્રંથોમાં બાવાવાળા પાસેથી નવાબે વિસાવદર લઈ લીધાની સાલ ઈ.સ.૧૮૨૨ આપી છે. જેમકે ''બાબી રૂલર ઓફ સોરઠ'' પછીના ઈતિહાસો જે બાબી રૂલર ઓફ સોરઠના આધારે લખાયા તેમાં તેણે પણ એ જ સાલ આપી છે. પરંતુ ખુદ કેપ્ટન ગ્રાંટનો લખેલો વૃતાંત જોતા તેનો સાચો સમય ઈ.સ.૧૮૨૦ જાણવા મળે છે.

(૧૦૫) દેસાઇ શંભુપ્રસાદ ''જૂનાગઢ અને ગિરનાર'' રાજકોટ, બીજી આવૃતિ, ઈ.સ.૧૯૯૦, પૃ.૧૮૨.
(૧૦૬) Jecob George Le Grand "Extracts from Western India Before and during the mutinies" Junagadh, A.D.1893, Page 75.
(૧૦૭) વોરા ગુલાબશંકર ''જૂનાગઢનો ઈતિહાસ'' જૂનાગઢ, પ્ર.આ.ઈ.સ.૧૮૯૮, પૃ.૫૯.
(૧૦૮) આવા દુહાઓ લોક કવિઓ જોડતા હોય છે તેથી તેમાં નાની-મોટી સેળભેળ થઈ હોય છે, ગ્રાંટને ચાર મહિના નહીં પણ બે મહિના ને ૧૭ દિવસ બંદીવાન તરીકે બાવાવાળાએ રાખ્યો હતો.
(૧૦૯) આ હંસરાજ જેઠા ઈ.સ.૧૮૨૩માં પછી જૂનાગઢનો દીવાન બન્યો હતો.
(૧૧૦) ''કાઠી રાજપૂત'' વર્ષ-૨, અંક-૯, તા.૨૫-૬-૧૯૩૧, પૃ.૨૫.
(૧૧૧) જોષીપુરા જયસુખરાય ''શ્રી મંત્રીશ્વર રાયજી સાહેબ'' ધારી ઈ.સ.૧૯૫૧, પૃ.૨૨૧.
(૧૧૨) દેસાઈ શંભુપ્રસાદ ''જૂનાગઢ અને ગિરનાર'' રાજકોટ, બીજી આવૃતિ, ઈ.સ.૧૯૯૦, પૃ.૩૪૫.
(૧૧૩)ફાઈલ નંબર નથી. પોશાક દફતર ઈ.સ.૧૯૪૦, ગુ.રા.અ.જૂનાગઢ.
(૧૧૪) જાની એસ.વી. ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ. ૨૦૦૩, પૃ.૬૯.
(૧૧૫) કોરાટ પી.જી. અને... (સંપાદકો) ''ભાવનગર રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ.ઈ.સ.૧૯૯૫, પૃ.૧૬.
(૧૧૬) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'' (કટાર) ફૂલછાબ તા.૨૭-૭-૨૦૦૨, પૃ.૬.
(૧૧૭) ભટ્ટ દેવશંકર ''શિહોરની હકીકત'' ભાવનગર,ઈ.સ.૧૯૨૮,પૃ.૪૬.
(૧૧૮) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''ભૂચર મોરીની લડાઈ'' સુકી સાજડિયાળી, ઈ.સ.૨૦૦૦, પૃ.૨૮.
(૧૧૯) આજ સુધી શ્રી જયમલ્લ પરમારથી માંડીને દરેક લેખકોએ ખેરડીને કાલાવાડ તાબાનું બતાવ્યું છે. હકીકતે લોમા ખુમાણનું સાચું ગામ ખેરડી રાજકોટથી ૧૧ કિ.મી. દૂર માલિયાસણની પાસે આવેલું છે અને ત્યાં લોમા ખુમાણ અને તેના મિત્રની યાદગીરી રૂપ લોમાનો ઢોરો અને નોંઘણજીનો ધુનો પણ છે.
(૧૨૦) મિરઝા ઈસારતખાન એ સોરઠમાં દિલ્હીથી આવેલો ફોજદાર હતો અને તેનો સમય ઈ.સ.૧૬૩૩થી ૧૬૪૨નો છે.
(૧૨૧) Watson J.W.( Un Published ) "History of Kathi" A.D.1883 Page 70.
(૧૨૨) Bell, Wilberforce "The History of Kathiawad" Delhi, 1980, A.D. Page 169.
(૧૨૩) કોરાટ પી.જી. અને... (સંપાદકો)''ભાવનગર રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, ઈ.સ.૧૯૯૫, પૃ.૫૩.
(૧૨૪) Trivedi R.K. "Gujrat State Gazetteers Bhavnagar district" Ahmd. 1969 A.D. Page 68.
(૧૨૫) એક ઉલ્લેખ એવો મળે છે કે શરતચુકથી ભાવનગરની એ સભામાં પૃથ્વીરાજજીને આમંત્રણ આપવાનું ભુલાય ગયું હતું, તેથી તેઓ પોતાનું અપમાન સમજીને કાઠીઓના પક્ષે ભળ્યા હતા. સ્વામી જેઠમલજી ''સૌરાષ્ટ્રના મધ્યકાળના અંધાધૂંધીનો ઈતિહાસ'' રાજકોટ, પ્ર.આ. ઈ.સ.૧૯૬૨, પૃ.૧૭.
(૧૨૬) જેબલિયા નાનાભાઈ ''આપા વિસામણ'' રાજકોટ, ઈ.સ.૧૯૮૯, પૃ.૧૧૩, જેબલિયાએ વધુ કલ્પના કરી પ્રસંગને રોચક બનાવ્યો છે.
(૧૨૭) ઈતિહાસના જૂના પુસ્તકોમાં માણસુર ખુમાણનું મૃત્યુ સ્થળ ડેડાણની પાસેનું ગામ બતાવવામાં આવે છે તે હકીકતે ધારી પાસેના ખીસરી ગામે આવેલું છે.
(૧૨૮) કોરાટ પી.જી. અને... (સંપાદકો)''ભાવનગર રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, ઈ.સ.૧૯૯૫, પૃ.૩૬૭.
(૧૨૯) મહેતા કૌશિકરામ વિઘ્રરામ ''ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું જીવન ચરિત્ર'' મુંબઈ ઈ.સ.૧૯૦૩, પૃ.૮૩.
(૧૩૦) મહેતા અશોક (લેખ) ''ભાવનગર રાજ્ય અને જોગીદાસ ખુમાણનું બહારવટું'' સૌરાષ્ટ્ર કચ્છ ઈતિહાસ પરિષદ જૂનાગઢ, ઈ.સ.૧૯૯૩-૯૪.
(૧૩૧) ભટ્ટ દેવશંકર ''શિહોરની હકીકત'' ભાવનગર,ઈ.સ.૧૯૨૮,પૃ.૮૭.



(૧૩૨) Watson J.W.( Un Published ) "History of Kathi" A.D.1883 Page. 75.
(૧૩૩)Trivedi R.K. "Gujrat State Gazetteers Bhavnagar District" Ahamedabad 1969 A.D. Page 70.
(૧૩૪) કોરાટ પી.જી. અને... (સંપાદકો)''ભાવનગર રાજ્યનો ઈતિહાસ'' અમદાવાદ, ઈ.સ.૧૯૯૫, પૃ.૫૮.
(૧૩૫) લાઠીની ઉત્તરમાં બાબરા અને કરિયાણા, દક્ષિણે આસોદર અને લીલીયા, કુંડલા, પૂર્વમાં ગઢડા, ભડલી, જસદણ, પશ્ચિમમાં ચિત્તલના વાળાઓ હતા.
(૧૩૬) વાળા શિવસિંહજી ''સૌરાષ્ટ્રની વીર જાતિઓ''ભાવનગર, પૃ.૧૬૨.
(૧૩૭) મહેતા ગોરધનદાસ ''સૌરાષ્ટ્ર ઈતિહાસ દર્શન'' શિહોર, ઈ.સ.૧૯૩૭, પૃ.૪૨.
(૧૩૮) મહેતા ગોરધનદાસ ''સૌરાષ્ટ્ર ઈતિહાસ દર્શન'' શિહોર, ઈ.સ.૧૯૩૭, પૃ.૭૮.
(૧૩૯) File No.37, Secsion 279, Daftar No.879, "Amreli Girasia Case File" 1910 A.D. Gujrat Rajya Abhilekhagar Vadodara.
(૧૪૦) પરીખ અને શાસ્ત્રી ''ગુ.રા.સાં.ઈ.'' ગ્રંથ-૬, અમદાવાદ, પ્ર.આ. ઈ.સ.૧૯૮૧, પૃ.૧૪૬.
(૧૪૧) દેસાઇ શંભુપ્રસાદ ''ઈતિહાસ દર્શન'' ભાગ-૬, જૂનાગઢ, પ્ર.આ. ઈ.સ.૧૯૯૫, પૃ.૧૪૦.
(૧૪૨) મજમુદાર નયનસુખરાય ''કાઠિયાવાડમાં સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુદાર'' અમરેલી, ઈ.સ.૧૯૩૩, પૃ.૪૭.
(૧૪૩) બગસરા કુ.શ્રી મૂળુવાળા વાલેરાવાળાની રૂબરૂ મુલાકાતને આધારે.
(૧૪૪) જેબલિયા નાનાભાઈ ''આપા વિસામણ'' રાજકોટ, પ્ર.આ. ઈ.સ.૧૯૮૯, પૃ.૧૨૬.
(૧૪૫) મેઘાણી ઝવેરચંદ ''દાના ભગત'' ભાવનગર, પુનઃમુદ્રણ, ઈ.સ.૧૯૯૩, પૃ.૨૪.
(૧૪૬) Watson J.W.( Un Published ) "History of Kathi" A.D.1883 Page. 44.
(૧૪૭) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ'' સણોસરા, ઈ.સ.૧૯૯૭, પૃ.૪૮.
(૧૪૮) જેબલિયા નાનાભાઈ ''આપા વિસામણ'' રાજકોટ, પ્ર.આ. ઈ.સ.૧૯૮૯, પૃ.૧૫૬.
(૧૪૯) જોટે રત્નમણિરાવ ''ખંભાતનો ઈતિહાસ'' ખંભાત, ઈ.સ.૧૯૩૫, પૃ.૮૧.
(૧૫૦) મજમુદાર નયનસુખરાય ''કાઠિયાવાડમાં સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુદાર'' અમરેલી, ઈ.સ.૧૯૩૩, પૃ.૬૭.
(૧૫૧) હજુર હુકમ (મરાઠી) ગુ.રા.અ. વડોદરા.
(૧૫૨) File No.11 Daftar No.877 "Miscellaneous Correspondence about the Mul Girassias of Amreli Part-2, 1874 to 1908, Gujrat Rajya Abhilekhagar, Vadodara.
(૧૫૩) File No.11 Daftar No.279 "Giras Miscellneous" Gujrat Rajya Abhilekhagar, Vadodara.
(૧૫૪) File No.37, Secsion 279, Daftar No.879, "Amreli Girasia Case File" 1910 A.D. Gujrat Rajya Abhilekhagar Vadodara.
(૧૫૫) ''કાઠી રાજપૂત''(માસિક) વર્ષ-૯, અંક-૫,૬,૭, તા.૧૩-૪-૧૯૩૮, પૃ.૧૪.
(૧૫૬) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૬, અંક-૬ અને ૭, તા.૧૩-૪-૧૯૩૫, પૃ.૧૮-૨૦.
(૧૫૭) ''કાઠી મિત્ર'' (માસિક) વર્ષ-૨, અંક-૫, તા.૧૫-૨-૧૯૪૭, પૃ.૨૦.
(૧૫૮) File No D-263, Daftar No.8 T, "Darbar Shaheb of Bilkha State" Gujrat Rajya

Abhilekhagar Vadodara.
(૧૫૯) File No P-117, Daftar No.4 T, "Death of Meram Wala"1943-44 A.D. Gujrat Rajya Abhilekhagar Vadodara.
(૧૬૦) File No 8, "Thuggee and Decoity Amreli" Gujrat Rajya Abhilekhagar Vadodara.
(૧૬૧) મેઘાણી ઝવેરચંદ ''સોરઠી બહારવટિયા'' (સંકલિત) ભાવનગર, પુનઃમુદ્રણ, ઈ.સ.૨૦૦૧, પૃ.૩૨૬.
(૧૬૨) File No 1,Section 135"Outlaws in Okhamandal and Amreli" Gujrat Rajya Abhilekhagar Vadodara.
(૧૬૩) છત્રપતિ ભગવાનલાલ ''કાઠિયાવાડ અને ગુજરાતના કેટલાક પરગણા વિશે'' (અનુવાદ) મુંબઈ, ઈ.સ.૧૮૭૦, પૃ.૩.
(૧૬૪) જાની એસ.વી. ''સૌરાષ્ટ્રનો ઈતિહાસ'' અમદાવાદ, પ્ર.આ. ૨૦૦૩, પૃ.૧૦૦.
(૧૬૫) છત્રપતિ ભગવાનલાલ ''કાઠિયાવાડ અને ગુજરાતના કેટલાક પરગણા વિશે'' (અનુવાદ) મુંબઈ, ઈ.સ.૧૮૭૦, પૃ.૨૬૫.
(૧૬૬) અન્ય લેખકોએ આ સાલ ઈ.સ.૧૮૨૨ આપી છે, પરંતુ કેપ્ટન ગ્રાંટનો મૂળ વૃતાંત જોતા તે સાલ ઈ.સ.૧૮૨૦ સાચી જણાય છે.
(૧૬૭) દવે નૌતમભાઈ કે. જૂનાગઢની રૂબરૂ મુલાકાતને આધારે.
(૧૬૮) Watson J.W.( Un Published ) "History of Kathi" A.D.1883 Page. 13.
(૧૬૯) Jecob George Le Grand "Extracts from Western India Before and during the mutinies" Junagadh, A.D.1893, Page 76.
(૧૭૦) વોરા ગુલાબશંકર ''જૂનાગઢનો ઈતિહાસ'' જૂનાગઢ, ઈ.સ.૧૮૯૮, પૃ.૫૯.
(૧૭૧) આલા ખાચર પ્રથમ જસદણની સંવત ૧૯૪૬ની રોજનીશીને આધારે.
(૧૭૨) કાઠી રાજપૂત''(માસિક) વર્ષ-૮, અંક-૧૧,૧૨, તા.૧૪-૯-૧૯૩૭, પૃ.૨૭.
(૧૭૩) એ.ડી.એમ. રિપોર્ટ જસદણ રાજ્ય, ઈ.સ.૧૯૧૫-૧૬, પૃ.૬.
(૧૭૪) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૬, અંક-૬,૭, તા.૧૩-૪-૧૯૩૫, પૃ.૨૭.
(૧૭૫) મજમુદાર નયનસુખરાય ''કાઠિયાવાડમાં સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુદાર'' અમરેલી, ઈ.સ.૧૯૩૩, પૃ.૨૪૨.
(૧૭૬) વૈદ વલ્લભદાસ સુંદરજી (અનુવાદક) ''ગવર્મેન્ટ રિઝોલ્યુશન વો.૧-૨ તથા ઉનું ગુજરાતી ભાષાંતર, અમદાવાદ, ઈ.સ.૧૯૦૯, પૃ.૪૫૦.
(૧૭૭) ઈતિહાસ પ્રેમી (હિંદી) ''પશ્ચિમી ભારત કે દેશી નરેશ'' બનારસ ઈ.સ.૧૯૪૪, પૃ.૨૫.
(૧૭૮) પાઠક રામનારાયણ ''રાજકોટ સત્યાગ્રહ'' ગાંધીનગર, ઈ.સ.૧૯૭૪, પૃ.૨૯.
(૧૭૯) પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી વાલેરાવાળાના (રાજકોટ રાજ્ય) ધર્મપત્ની મણિબાની રૂબરૂ મુલાકાતને આધારે.
(૧૮૦) ગાંધી મોહનદાસ ''દેશી રાજ્યોનો પ્રશ્ન'' અમદાવાદ, પ્ર.આ. ઈ.સ.૧૯૪૧, પૃ.૩૫૧.
(૧૮૧) કોઠારી રતુભાઈ ''જૂનાગઢની લોકક્રાંતિ'' મુંબઈ, પ્ર.આ. ઈ.સ.૧૯૪૮માં આપેલા ફોટોગ્રાફને આધારે.
(૧૮૨) ''કાઠી રાજપૂત (માસિક) વર્ષ-૮, અંક-૮,૯,૧૦, તા.૧૮-૭-૧૯૩૪, પૃ.૨૦.
(૧૮૩) ''કાઠી રાજપૂત'' (માસિક) વર્ષ-૧, અંક-૭, તા.૮-૪-૧૯૩૦, પૃ.૨૬.
(૧૮૪) વાળા નાજભાઈ ''અનેક ઈશ્વરવાદના અનિષ્ટો'' ચાડકા, ઈ.સ.૧૯૭૬, પૃ.૬.
(૧૮૫) ''કાઠી અભ્યુદય'' (માસિક) વર્ષ-૨, સળંગ અંક-૧૭, તા.૧૧-૯-૨૦૦૧, પૃ.૩.